'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય' ગ્રંથાવલિ

ક્રમાંક ૪

# ગાંધી-શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

---

ભાગ ૪

---

## કેળવણી

---

પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

## આ પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

૧. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર–શિક્ષણ પુસ્તક ભંડાર', નં. ૩૦, હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ, સર્કલ, કોટ, મુંબઈ.

૨. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર–શિક્ષણ કાર્યાલય', લાલજી પુનશી ચાલ, ઘાટકોપર, જી. આઇ. પી. રેલ્વે; ( મુંબઇ. )

૩. કોઇ પણ ગામ અથવા શહેરના જાણીતા પુસ્તક વેચનારને ત્યાંથી.

૪. મહાસભા ( કોંગ્રેસ ) ની કોઇ પણ જાણીતી ગ્રામ્ય, તાલુકા કે જીલ્લા સમિતિમાંથી.

૫. રાષ્ટ્રીય સાહિત્ય કે ખાદીનો પ્રચાર કરતી કોઈ પણ સંસ્થામાંથી.

૬. રાષ્ટ્રીય શાળા, અથવા મહાશાળાના શિક્ષકો પાસેથી.

નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય ગ્રંથાવલિ

ક્રમાંક ૪

# ગાંધી=શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

ભાગ ૪

---

# કેળવણી

---

પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

૩૦. હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ,

સર્કલ, કોટ, મુંબઇ.

૧૯૨૩

કિંમત સાત આના

ભણુતરની જરૂર છે જ. અક્ષરજ્ઞાન જોઈએ, પણ અક્ષરજ્ઞાન એ કંઈ સાર સર્વસ્વ નથી. એ સાધ્ય નથી; એ તો સાધન માત્ર છે.

× × ×

આપણી આખી શિક્ષણપદ્ધતિ જ જડમૂળથી સડેલી છે એને તેને તદ્દન નવેસર રચવાની જરૂર છે.

× × ×

જો મારું ચાલતું હોય તો હાલમાં નિશાળોમાં ચાલતી ચોપડીઓના મોટા ભાગનો હું નાશ કરું અને ગૃહજીવન સાથે સંબંધ ધરાવતી ચોપડીઓ નિશાળો માટે લખાવું જેથી કરીને છોકરો ભણીને તેના તદ્દન નજીકના વાતાવરણ ઉપર અસર કરી શકે.

પ્રિન્ટરઃ એમ. એન. કુળકર્ણી, કર્નાટક પ્રેસ, ઠાકુરદ્વાર, મુંબઈ.

મારાં સ્વ. ફઇબાશ્રી
જીવકોર બાઇને
ચરણે

# નિવેદન.



બત્રિશ કરોડ 'દેવ' અથવા તેજસ્વી મનુષ્યોથી વસાયેલો ભારત, ગમે તેટલો મહાન્ હોવા છતાં, કાંઈ કાળચક્રની મર્યાદા બહાર ન હોઇ શકે. નિરંતર ગોળાકારે ફરતા કાળચક્રના ઉપલા ભાગમાં જ્યારે હિન્દુસ્થાન હતું—અર્થાત્ આકાશ તરફ તેની ગતિ હતી—એટલે કે 'દેવતાઇ ભાવનાઓ' તરફ હિન્દીઓ નિરંતર ગતિશીલ હતા, તે વખતે ખરેખર તેઓ 'દેવ' હતા; પરંતુ જ્યારે કાળચક્રના નીચલા ભાગમાં તેઓ ગતિ કરવા લાગ્યા અર્થાત્ પૃથ્વી તરફ—જડતા તરફ—એમની ગતિ થતી ગઇ ત્યારે સ્વભાવતઃ એમની દિવ્યતા દૂર થઇ, ચેતનશક્તિ સૂઇ ગઇ અને દેહ પણ કીટવત્ બની ગયો.

પૃથ્વી તત્ત્વ તરફ ખેંચાવું, જડવાદ તરફ આકર્ષણું થવું, અધર્મમાં જઇ પડવું એ બધું એક જ છે. એ સ્થિતિમાં મનુષ્યનો આત્મા સૂતેલો હોય છે તેથી ભીરુતા એ તેનું મુખ્ય લક્ષણ બને છે. ભીરુતાને લીધે એની બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતા અદૃશ્ય થાય છે અને બુદ્ધિની એ સ્થિતિને લીધે ઇંદ્રિયો આપખુદ બની દેહરાજ્યમાં અંધાધુંધી ઉત્પન્ન કરી શરીરને નિર્માલ્ય બનાવી દે છે.

હિન્દુસ્થાનની એ દશા ચાલી રહી હતી—ચાલી રહી છે. વ્યક્તિઓના દેહરાજ્યમાં અંધાધુંધી ચાલવાને પરિણામે સમાજવ્યવસ્થા તેમ જ રાજ્યવ્યવસ્થા અસ્તવ્યસ્ત થાય એમાં આશ્ચર્ય શું? રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓની અંધાધુંધીનું સ્વાભાવિક પરિણામ છે.

બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતાના ગુણો અદૃશ્ય થયેલા હોવાને લીધે આજસુધી હિન્દીઓ હિન્દી રાજકીય પરતંત્રતાને કોઇ બહારથી આવી પડેલી ચીજ માનતા હતા અને એ અજાણી—નહિ સમજાતી—કાલ્પનિક ચીજ સાથે માથાં અફાળતા હતા.

તેઓ ઘડીમાં એ પરતંત્રતાના ભૂતને એમનો પીછો છોડવા આજીજી કરતા, ઘડીમાં ગુસ્સે થઈ તેના ઉપર માથું અફાળતા કે મુક્કા મારતા. 'આજીજી' તેમ જ 'ગુસ્સો' એ બંને અશક્તિનાં સંતાન છે એ એમને નિર્મળ, વિકસિત તીવ્ર બુદ્ધિના અભાવે સૂઝયું નહિ. પરિણામે આજીજી અને ગુસ્સા દ્વારા તેઓ પોતાને વધારે ને વધારે અશક્ત બનાવતા ગયા.

અંધકારમાં થઇને જ પ્રકાશમાં અવાય છે. નિષ્ફળતા જ સફળતાની સીમાએ પહોંચાડે છે.

હિંદી પરતંત્રતા જ્યારે હિંદીઓને અસહ્ય થઇ પડી અને એને હઠાવવાના ઇલાજ ( આજીજી તેમ જ ગુસ્સો ) તદ્દન નિષ્ફળ નિવડ્યાં, ત્યારે એક વ્યક્તિએ એ ઇલાજોથી હાથ ધોયા. એણે તપ આદર્યું. તપથી બુદ્ધિને નિર્મળ કર્યા બાદ એ બુદ્ધિ વડે મનન કર્યું. એવા મનનને પરિણામે એણે 'જોયું' કે રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓની અંધાધુંધીવાળી સ્થિતિનો 'પડછાયો' હતો. એને સમજાયું કે 'પદાર્થ' ખસે નહિ ત્યાંસુધી 'પડછાયો' હરગીઝ ખસી શકે નહિ. એણે શોધ્યું કે જડતા રૂપ 'પદાર્થ' ખસેડીને જ હિંદીઓમાં આત્મા—ચૈતન્ય—શક્તિ—ખુમારી જાગ્રત કરવાથી સામાજિક અંધાધુંધી તેમ જ રાજકીય પરતંત્રતા રૂપ પડછાયા આપોઆપ અદૃશ્ય થશે.

પરંતુ આત્માને જગાડવાને આત્મા જ જોઇએ. બુદ્ધિ કાંઇ આત્માને જગાડવાની યોગ્યતા ધરાવતી નથી. જાગેલો આત્મા જ સૂતેલા આત્માને જગાડી શકે. બધો આધાર એક 'જાગેલા આત્મા' પર જ હતો.

એક દીવામાંથી હજારો બત્તી પ્રકટાવી શકાય છે. એક આત્મા કરોડો આત્માને પ્રદીપ્ત કરી શકે. તે તપસ્વીએ પોતાની શુદ્ધબુદ્ધિને હજુ આગળ ને આગળ દોડાવી, અને તે બુદ્ધિએ જોયું કે જે 'એક'ને ઢૂંઢવો છે તે કાંઇ બહાર ઢૂંઢી શકાશે નહિ; પોતાનામાં જ તેને ઢૂંઢવો, પોતાનું જ શુદ્ધ સ્વરૂપ પ્રકટાવવું, પોતાનામાં સુષુપ્તિ હાલતમાં રહેલી અસાધારણ શક્તિને પ્રકટ કરવી.

એ છૂપી શોધ બુદ્ધિને પ્રાપ્ત થતાં જ તે તપસ્વીએ સંપૂર્ણ મૌન સાથે આત્મવિકાસનું તપ આદર્યું. ધ્યેય નક્કી કરી, એના ઉપર દૃષ્ટિ સ્થિર કરી, એ 'ભાવના'માં જ પોતાના 'ભાન'ને ઓતપ્રોત કરી એણે યોગ સાધ્યો.

અને યોગને કયી ચીજ અસાધ્ય છે ?

તેણે પોતાનામાં દિવ્ય શક્તિ પ્રકટાવી, અને પછી એ વડે હિંદી આત્માઓને પ્રદીપ્ત કરવાનો મહાયજ્ઞ આરંભ્યો.

એ યોગીને આજે આખી દુનિયા 'મહાત્મા ગાંધી'ને નામે પીછાને છે.

ધર્મગ્લાનિના સમયમાં પરમ પુરુષો ઉત્પન્ન કરવાની અવિચલ કીર્તિ ભારતભૂમિએ સંપાદન કરેલી છે. ભારતભૂમિના આ ધર્મગ્લાનિના સમયે ભારતે મહાત્માજીને ઉત્પન્ન કરીને પોતાની પ્રાચીન કીર્તિ કાયમ કરી છે.

એમનામાં નિર્મળ બુદ્ધિ હોવાને લીધે કોઇ પણ ઘટનાનું આંતરસ્વરૂપ તેઓ સહેલાઇથી અને સ્વભાવતઃ જોઇ શકે છે. એમની ચિકિત્સા સ્વાભાવિક, તીવ્ર અને તલસ્પર્શી હોઇ ઘટનાનું મૂળતત્ત્વ તેઓને દેખાઇ જાય છે, અને મૂળતત્ત્વ પર જ એમની શક્તિ કામ કરવા લાગી પડે છે.

એમણે વ્યક્તિ તેમ જ સમાજ બંને તરફ ધ્યાન આપ્યું છે. વ્યક્તિના આત્માને જગાડવા, તેની બુદ્ધિને નિર્મળ કરવા, તેનાં શરીરને નીરોગી અને વિકસિત બનાવવા એમણે ઇલાજો શોધ્યા છે અને બતાવ્યા છે; અને સમાજને સંઘટિત કરવા સંઘબળ પ્રકટાવવા, સંઘબળને આડું અવળું ન વિખેરી નાખતાં શુદ્ધ બુદ્ધિથી નક્કી કરેલા એક ધ્યેય તરફ જ વહેવડાવવા એમણે યોજનાઓ યોજી છે.

એમણે વ્યક્તિમાં ચૈતન્ય પ્રકટાવ્યું છે, અને વ્યક્તિને ખેલવાનું યુદ્ધક્ષેત્ર પણ તૈયાર કરી આપ્યું છે, તેમ જ યુદ્ધશાસ્ત્ર પણ તે સાથે જ રચી આપ્યું છે, અર્થાત્ વ્યક્તિગત જીવન અને સામાજિક જીવનના કાનુન પણ ઘડી આપ્યા છે.

એમણે મનુષ્યના સર્વ વ્યવહારના ભોમિયા તરીકે, ધર્મગુરુ તરીકે, રાજદ્વારી નેતા તરીકે, સમાજસુધારક અને સમાજવ્યવસ્થાપક તરીકે, શિક્ષણસુધારક અને શિક્ષણપ્રચારક તરીકે, વૈદ્ય અને તાલીમશાસ્ત્રી તરીકે, વ્યાપાર અને હુન્નરના દિશાસૂચક તરીકે, સાહિત્યશાસ્ત્રી તરીકે, રાજા તરીકે તેમ જ પ્રજા તરીકે, શિક્ષક તરીકે તેમ જ વિદ્યાર્થી તરીકે, ઉન્નતમાં ઉન્નત તેમ જ નમ્રમાં નમ્ર મનુષ્ય તરીકે, જીવન જીવી બતાવ્યું છે અને જીવનશાસ્ત્ર પણ રચી આપ્યું છે.

વળી સત્યાગ્રહનું અજીત શસ્ત્ર ભારતપુત્રોને આપી, તેઓમાં પોતાની ગૂમાવેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા પણ જાગ્રત કરી આપી છે.

એવે સમયે અવળી બુદ્ધિને સવળી કરી ભૂલ્યાને ખરે માર્ગે દોરી જતા એ મહાન્ પુરુષે પોતે પ્રતિપાદન કરેલા—દાખલા દલીલ સાથેના—સર્વવ્યાપક સિદ્ધાંતો તેમની પોતાની જ વાણીમાં, પ્રસંગ તથા પુનરુક્તિનો દોષ ન આવે એ ધ્યાનમાં રાખી, યોગ્યક્રમમાં વિષયવાર શાસ્ત્રીય ઢબે સપ્રમાણ ગોઠવી સર્વોપયોગી શ્રેષ્ઠ વાંચન સમાજને પૂરૂં પાડવાનો આ અમારો નમ્ર પ્રયાસ છે. 'ગાંધી=શિક્ષણ' નામ આપી આ સઘળા વાંચનનો તેર ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

પશુબળ અને બુદ્ધિબળ પર વિજય મેળવી શકે એવું એકનું એક બળ જે આત્મબળ છે તેને પ્રકટાવનાર 'સત્યાગ્રહ' હોઈ સૌથી પહેલો એ વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મોને માન્ય, સર્વ ધર્મોના મધ્યબિંદુ અને આત્મા સમાન, તથા મહાત્માજીના જીવન અને ઉપદેશોના બીજ સમાન 'સત્યાગ્રહ'ને છોડી બીજા કયા વિષયને પહેલો મૂકી શકાય ?

બીજા ભાગમાં 'ધર્મ' વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મો અને વ્યવહારોનું અવલોકન પોતાની શુદ્ધબુદ્ધિથી કરવાને પરિણામે મહાત્માજીએ જે કાંઈ આ વિષયમાં કહ્યું છે તે સર્વ ધર્મવાળાઓને માન્ય થાય એવું અને વિકાસક્રમ સૂઝાડે એવું છે.

મન—વચન—કાયાનું આરોગ્ય કેમ સચવાય એ બતાવનાર 'આરોગ્ય'ને લગતો ઉપદેશ ત્રીજા ભાગમાં છે. 'કેળવણી' કેવી છે અને કેવી હોવી જોઈએ તેને લગતા તેમના દિશાદર્શક વિચારો ચોથા ભાગમાં, અને પાંચમા ભાગમાં 'સ્ત્રીસ્વાતંત્ર્ય'નું શુદ્ધ સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે.

દોલતની ઉત્પત્તિ તથા ઉપયોગ વિષેના જ્ઞાનને છઠ્ઠા ભાગમાં અને આર્થિક મુક્તિનો માર્ગ દેખાડનાર 'સ્વદેશી'ને સાતમા ભાગમાં સ્થાન અપાયું છે. રાષ્ટ્રીય એકતાની ભાવનાને પોષનાર તથા પ્રજાની ખામીઓ ખુલ્લી કરી ઉંચા ગુણો અને ભવ્ય આદર્શો શીખવનાર 'પ્રજાબંધારણ' વિષયક તેમના લેખો આઠમા ભાગમાં સમાવ્યા છે. કૌટુંબિક ક્ષેત્રમાંથી

રાજકીય ક્ષેત્રમા લઇ જઇ આપણું જીવન વિસ્તૃત કરાવનાર 'રાજ્યનીતિ' વિષયક લેખો નવમા ભાગમાં દાખલ કર્યા છે.

રાજકીય બાબતોમાં એટલો પ્રવેશ કરાવ્યા પછી—લોકહૃદયની એટલી તૈયારી કર્યા પછી—સ્વમાનનું ભાન કરાવી પોતાનામાંથી બૂરાઇ તજી અન્યની બૂરાઇનો અસંગ ઉપદેશનાર 'અસહકાર'નું ધાર્મિક અને રાજકીય યુદ્ધ લડવાની તાલીમ આપનારા એમના કથનોનો દશમા, અગિયારમા અને બારમા મળી ત્રણ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વિસ્તૃત ભાનથી અનુભવાયલા એમના અંગત પ્રસંગો પ્રકીર્ણ સૂત્રો તથા વિચારોનો તેરમા ભાગમાં સમાવેશ કરી તે ભાગને 'અંગત વિચાર' નામ આપ્યું છે.

મનુષ્યને અને સમાજને નીરોગી, સમર્થ અને સુવ્યવસ્થિત કરવા માટે ઉપયોગી થઇ પડે એવું તેમનું તમામ શિક્ષણ આમાં સમાવેશ પામે છે એમ અમે માનીએ છીએ.

આ ગ્રંથાવલિનો લાભ લેવા નાના—મોટા દરેકને, ગ્રામ્ય તેમ જ શહેરી જીવન જીવનારને, સ્ત્રી તેમ જ પુરુષને, વિદ્યાર્થી તેમ જ શિક્ષકને, વ્યાપારીને, સેવકને, તેમ જ રાજદ્વારી પુરુષોને, ભક્તો તેમ જ ધર્મગુરુઓને આગ્રહપૂર્વક અરજ કરવામાં આવે છે. એમાં સર્વની મુક્તિની સામાન્ય ચાવી છૂપાયેલી જોવામાં આવશે.

જૂદા જૂદા ધર્મપંથોની ધાર્મિક શાળાઓમાં વિદ્યાર્થીઓને આ ગ્રંથાવલિના વિચારો વાંચી—વંચાવી—સમજાવી ઠસાવવાથી ધર્મની અચ્છી ભૂમિકા તૈયાર થયેલી જણાશે, અને તે ભૂમિકામાં કોઇ પણ ધર્મનાં ખાસ તત્ત્વો ઉગાડવાનું સહેલાઇથી અને આબાદ રીતે બની શકશે.

તમામ ધર્મોના આચાર્યોએ, સાધુ—સંન્યાસી—બાવા—ફકીર—મુલ્લાં—મોલવી—પાદરીઓએ તેમ જ મંદિર—દેવળ—દેરાસર—મસ્જિદ—ઉપાશ્રય—અગિયારી—ધર્મશાળા તથા મુસાફરખાના ઉપર કાબુ ધરાવનારાઓએ આ તેર પુસ્તકો પોતાને ત્યાં આવનાર જનાર સર્વેને વાંચવા માટે ખુલ્લાં રાખી તે મારફત દેશની તથા ધર્મની વર્તમાન સ્થિતિનો સંપૂર્ણ અભ્યાસ કરી—કરાવી પોતાના ઉપદેશનો પ્રવાહ સમયાનુસાર બદલી—બદલાવી પ્રજામાં ધર્મભાવના જાગ્રત કરવા માટે સતત પ્રયત્ન કરવા વિનંતિ છે.

વળી તેને સાધન તરીકે કામે લગાડી દરેક ધર્મમાં, રાજકીય પ્રવૃત્તિમાં, દુનિયાદારીના વ્યવહાર વિગેરેમાં પેસી ગયેલા સડા દૂર કરી દરેક વાંચક–વિચારક પોતે પોતાના ધર્મનો ઉદ્ધાર સરસ રીતે સહેલાઇથી અને સંગીનપણે કરી શકશે.

ધાર્મિક પુસ્તકો અસલ ઢબથી અમુક પ્રસંગે વંચાય છે તેવી જ રીતે વાંચતાં ન આવડતું હોય તેવા માણસોની આગળ મહોલ્લે મહોલ્લે, દરેક ગામે અને દરેક ધર્મસ્થાને આ પુસ્તકો વંચાશે તથા તે ઉપર કવિવર્ગ રસમય કાવ્યો, ગરબીઓ, ભજનો તથા સંગીતો સુધરેલી તેમ જ ગ્રામ્ય ભાષામાં રચી આ શિક્ષણનો ફેલાવો કરશે તો હિંદનું અનહદ શ્રેય થશે.

હિંદુસ્થાન જેવા જૂદા જૂદા ઘણા ધર્મમતવાળા વિશાળ દેશમાં ધાર્મિક કેળવણી કોઇ પણ એક ધર્મમાં આપી શકાય નહિ ત્યાં આ ગ્રંથાવલિ દરેક શાળામાં પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થઇ પડશે.

આ ગ્રંથાવલિના બાલ–અભ્યાસીઓની પરીક્ષા લઇ વખતોવખત હરિફાઇમાં શ્રેષ્ઠ ઉતરનાર શાળા અગર તેના વિદ્યાર્થીઓને ઉત્તેજન તરીકે મદદ, છાત્રવૃત્તિ અગર ઇનામ આપવાની જૂદે જૂદે ઠેકાણે વ્યવસ્થા થશે, અગર શુભ પ્રસંગોએ આ પુસ્તકો ઇનામ તરીકે વહેંચાશે તો પૈસાનો બેશક ઘણો જ સદુપયોગ થયો ગણાશે. અમારી મારફત આ પુસ્તકોની નકલો વહેંચાવી પૈસાનો સદુપયોગ કરવાની કોઇને ઇચ્છા હશે તો તેમને તેમની ઇચ્છા અમલમાં મૂકી આપવા બનતો પ્રયત્ન કરીશું.

અનેક સ્થળેથી એકત્રિત કરેલા ગાંધીજીના બધા પ્રાપ્ય વિચારોની ગોઠવણીમાં અમુક અમુક સ્થળે બે અથવા વધારે ફકરાઓની વિચારશ્રેણીમાં રસ અને એકતા જળવાય તે માટે અનુસંધાન તરીકે થોડા શબ્દો ન છૂટકે જ ઉમેર્યા છે, અને તે આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલા છે.

પ્રખ્યાત નામોની ઓળખ ફૂટનોટમાં આપેલી છે. આ ઉપરાંત આપવાયોગ્ય જણાયેલી કેટલીક નિર્વિવાદિત હકીકત તે તે ભાગના પરિશિષ્ટ તરીકે આપેલી છે; અને દરેક ભાગના દરેક લેખના પેરેગ્રાફના આધારની નોંધ તે તે ભાગને છેડે આપવામાં આવી છે.

મહાત્માજીએ જાહેર કરેલો કોઇ પણ વિચાર અથવા સિદ્ધાંત આ પુસ્તકોમાં રહી જતો નથી એમ અમે માનીએ છીએ; છતાં આ

પુસ્તકોમાં નહિ આવેલા એવા કોઇ પણ આધારભૂત વિચાર અગર સિદ્ધાંત તરફ અમારું ધ્યાન ખેંચવામાં આવશે, અગર બીજી કોઇ રીતે આ પુસ્તકો વધારે ઉપયોગી બનાવી શકાય તેવી સૂચનાઓ મળશે તો અમે તે માટે આભાર માની બીજી આવૃત્તિ વખતે મળેલી સૂચનાઓનો ઉપયોગ કરીશું.

મહાત્માજી તેમ જ તેમના સિદ્ધાંતો જાહેર મિલ્કત હોઇ આ પુસ્તકોનો "કોપીરાઇટ' અમે રાખ્યો નથી, એટલે કોઇ પણ માણુસ કોઈ પણ ભાષામાં કોઇ પણ ઠેકાણે અસલ અગર ભાષાંતર કરી છાપી–છપાવી વેચી શકે છે.

આ પુસ્તકોનાં ગુજરાતીમાંથી જૂદી જૂદી ભાષાઓમાં ઉત્તમ ભાષાંતર કરી શકે એવા ચારિત્ર્યવાન્ સત્યાગ્રહીઓને તે કામ તાકીદે ઉપાડી લેવા વિનંતિ છે.

મહાત્માજીના સદ્ધાંતોના ટેકા રૂપ અગર તે સિદ્ધાંતોને આગળ વધારે તેવા પોતપોતાના ધર્મના ઉત્તમ દૃષ્ટાંતો અગર સિદ્ધાંતો પૂરા પાડી શકે તેવા સ્વાર્થત્યાગીઓને તેવું કામ તાકીદે ઉપાડી લેવાની પણ અમારી તેટલી જ નમ્ર અરજ છે.

ખરા ઉત્સાહથી અને સ્વાર્થત્યાગથી આ દિશામાં કોઇ પણ કામ કરવાનું માથે લેનારને અમારાથી બની શકતી દરેક મદદ કરીશું.

જે જે પ્રકાશકોના પુસ્તકોમાંથી મહાત્માજીની વાણીનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે બધાનો તથા આ કાર્યમાં મદદ કરનાર અમારા કાર્યાલયના નિસ્પૃહી ભાઇઓ વિગેરેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.



# મહાત્માજીના જીવનની રૂપરેખા.



તા. ૨ ઓકટોબર ૧૮૬૯ ના રોજ પોરબંદરમાં જન્મ; પિતાનું નામ કરમચંદ ગાંધી, જે પ્રથમ પોરબંદર અને પછી રાજકોટના દિવાન હતા; કેળવણીઃ કાઠિયાવાડ હાઇસ્કુલ, લંડન યુનિવર્સિટી અને ઇનર ટેમ્પલ; ૧૮૮૧ માં શ્રીમતી કસ્તુરબાઇ સાથે લગ્ન; ૧૮૯૧ માં મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ; ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકાની મુલાકાતે; ગોરાઓનો વિરોધ છતાં સુપ્રિમ કોર્ટના એડવોકેટ તરીકે દાખલ થયા; ૧૮૯૪ માં 'નાતાલ હિંદી મહાસભા'ની સ્થાપના કરી; ૧૮૯૫ માં આફ્રિકાના હિંદીઓના હક્કના રક્ષણ માટે હિંદમાં ચળવળ ચલાવી; દક્ષિણ આફ્રિકાના વિરોધીઓને હાથે રચાયેલા કારસ્થાન પ્રમાણે દક્ષિણ આફ્રિકા પાછા જતાં કિનારા પર ઉતરતાં જ તેમનું ખૂન થતું ત્યાંના પોલિસ સુપરિન્ટેન્ડન્ટની પત્નીએ અટકાવ્યું; ૧૮૯૯ માં બોઅર લડાઇમાં ઘવાયેલા યોદ્ધાઓની સારવાર કરનારી એક ટુકડીની સરદારી લીધી; ૧૯૦૧ માં તબિયત સૂધારવા હિંદમાં પાછા ફર્યા; કલકત્તામાં ભરાયેલી ૧૭ મી મહાસભામાં ભાગ લીધો; દક્ષિણ આફ્રિકાના હિંદીઓના મુકદ્દમા ઉપર વિચાર ચલાવવા માટે નિમાયેલા મી. ચેમ્બરલેન આગળ તે રજુ કરવા નાતાલ પાછું જવું પડ્યું; ટ્રાન્સવાલની સુપ્રિમ કોર્ટના એટર્ની તરીકે નામ નોંધાવ્યું; ટ્રાન્સવાલના બ્રિટિશ ઇન્ડિયન એસોશીએશનની સ્થાપના કરી તેમ જ તેના મંત્રી તથા કાયદાના સલાહકાર થયા; 'ઇન્ડિયન ઓપિનિયન' નામનું પત્ર ૧૯૦૩ માં શરૂ કર્યું; ૧૯૦૪ માં દક્ષિણ આફ્રિકાના મજુરો અને માલેકો વચ્ચે ચાલેલી તકરારના પરિણામે થયેલા અનુભવ ઉપરથી અને રસ્કિનની તેમના ઉપર થયેલી અસરથી 'ફિનિક્ષ-નિવાસ'ની સ્થાપના ૧૯૦૪ માં કરી; તે જ સાલમાં જોહાનીસબર્ગમાં મરકી અટકાવવાનું કામ કર્યું; ૧૯૦૬ માં ઝુલુ બળવા વખતે મુડદાં ઉંચકનારાઓની સરદારી લીધી; 'એશિયાટિક લૉ' નામના કાયદા સામે

ચળવળ શરૂ કરી; સત્યાગ્રહની લડત આરંભી; પકડાયા અને કેદ આવી; 'ગાંધી–સ્મટ્સ' નામક સમાધાન થયું; આ સમાધાનથી હિંદના લાભો જોખમાયા છે એમ માનનાર એક હિંદી પઠાણે તેમના ઉપર પ્રાણઘાતક હૂમલો કર્યો; જનરલ સ્મટ્સે સમાધાનની શરતો કબૂલ કર્યા પછી તે ફરી જવાથી લડત ફરીથી ઉપાડી; પકડાયા અને જેલ મળી; ૧૯૦૮ માં 'હિંદ સ્વરાજ્ય' લખ્યું; ૧૯૦૯ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૧ માં તકરારનો તોડ આવ્યો; સ્વ. ગોખલેએ દક્ષિણ આફ્રિકાની મુલાકાત લીધી; ત્રણ પાઉંડનો કર નાબૂદ કરવાના અપાયેલા વચનનો ભંગ ૧૯૧૩ માં થવાથી ફરી સત્યાગ્રહ શરૂ કર્યો; ફત્તેહ થઈ; ૧૯૧૪ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૫ માં હિંદ પાછા ફર્યા; તે જ વર્ષના મે માસમાં 'સત્યાગ્રહ–આશ્રમ'ની સ્થાપના કરી; ૧૯૧૭ માં ચંપારણ્યની કુમકે ગયા; ૧૯૧૮ ના માર્ચમાં ખેડા જીલ્લાના સત્યાગ્રહનું મંડાણ તેમની આગેવાની નીચે થયું; અને જૂનમાં સફળ થયા; તે જ સાલમાં દિલ્હીની યુદ્ધપરિષદમાં ભાગ લીધો; અને ખેડામાં લશ્કર ભરતીનું કામ કર્યું; ૧૯૧૯ માં 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'નું તંત્રીપદ સ્વીકાર્યું; 'રૉલૅટ' કાયદા સામે ૧૯૧૯ ના એપ્રિલની છઠ્ઠી તારીખે સત્યાગ્રહનો આરંભ કર્યો; તેથી આખા દેશમાં જાગૃતિ આવી ગઈ; દિલ્હી જતાં તેમને સરકારે અટકાવ્યા; સરકારે તેમને ગિરફતાર કર્યા એમ સમજવાથી લોકોએ પંજાબ, અમદાવાદ વિગેરે સ્થળોએ ભારે રમખાણ મચાવ્યાં; દિલ્હી જતાં રસ્તામાંથી તેમને મુંબઈ પાછા લાવવામાં આવ્યા; ૧૯૧૯ ના નવેમ્બરમાં દિલ્હી ખિલાફત પરિષદને ખિલાફતની ચળવળ ઉપાડી લેવાની સલાહ આપી; અમૃતસર મહાસભામાં 'સુધારા' ના અમલ માટે સહકારનો ઉપદેશ કર્યો; પરંતુ પંજાબ–ખિલાફતના બનાવોથી સરકારની સર્વ આશા વ્યર્થ જતાં ૧૯૨૦ માં ખિલાફતની અને મહાસભાની ખાસ બેઠકમાં અસહકારનો ઠરાવ પાસ કરાવ્યો; તે જ સાલના નવેમ્બરમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી; નાગપુરની મહાસભાની બેઠકમાં મહાસભાનું ધ્યેય નક્કી કરાવ્યું; ૧૯૨૧ ના એપ્રિલમાં બેઝવાડાનો કાર્યક્રમ નક્કી કર્યો; તે જ સાલની ત્રિશમી જૂન પહેલાં 'તિલક સ્વરાજ્ય ફંડ'માં કરોડ રૂપિયા એકઠા કરાવવામાં સાધનભૂત બન્યા. મુંબઈમાં થયેલાં તોફાનની શાંતિ કરાવી; અમદાવાદ મહાસભાની બેઠક વખતે ડીકટેટર નિમાયા; ૧૯૨૨ માં બારડોલી તાલુકામાં

સવિનય ભંગની કરેલી તૈયારી ચૌરીચૌરાના અત્યાચારોને લીધે પડતી મૂકી; રાજદ્રોહી ત્રણ લેખો માટે આઝાદ થયા; છ વર્ષની સાદી જેલ મળી; શાંતિ અને સ્વદેશીનો સંદેશો આપી ચડેલી રજા ભોગવવા યરોડા જેલ સીધાવ્યા; તે વીર મોહનદાસ કરમચંદ ગાંધીની વાણીનું હે વાંચક ! હવે તું અમૃતપાન કર.



## ઉપયોગમાં લીધેલાં પુસ્તકો.



'નવજીવન.' પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ.

'હિન્દ સ્વરાજ્ય' } પ્રકાશક: રાષ્ટ્રીય સાહિત્યમંડળ અમદાવાદ.
'સર્વોદય.' } પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૭.

'યંગ ઇન્ડિયા.' એસ. ગણેશન, ટ્રીપ્લીકેન, મદ્રાસ. ઇ. સ. ૧૯૨૩.

'મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ.' ભાષાંતરકર્તા તથા પ્રકાશક: મથુરાદાસ ત્રિકમજી, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. સં. ૧૯૭૫.

'સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઑફ મહાત્મા ગાંધી.' પ્રકાશક: જી. એ. નટેસન, મદ્રાસ. તૃતીય આવૃત્તિ. ઇ. સ. ૧૯૨૨.

'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન.' પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઇ. તૃતીય આવૃત્તિ. સં. ૧૯૭૭.

'મારો જેલનો અનુભવ.' પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત, દ્વિતીય આવૃત્તિ.

'ઇન્ડિયન હોમરૂલ.' પ્રકાશક: ગણેશની કું. મદ્રાસ. પંચમ આવૃત્તિ. ઈ. સ. ૧૯૨૨.

'પત્રો.' પ્રકાશક: સેવક કાર્યાલય, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૮.



# અનુક્રમણિકા.




| ક્રમાંક. | લેખ. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧. | કેળવણીનો ઉદ્દેશ ... ... ... ... | ૧ |
| ૨. | અક્ષરજ્ઞાનનું સ્થાન ... ... ... ... | ૬ |
| ૩. | ધાર્મિક કેળવણી ... ... ... ... | ૧૧ |
| ૪. | સ્ત્રીકેળવણી ... ... ... ... ... | ૧૩ |
| ૫. | ગૃહકેળવણી ... ... ... ... ... | ૧૬ |
| ૬. | સરકારી કેળવણીની ખામીઓ ... ... ... | ૧૭ |
| ૭. | કેળવણીનું વાહન ... ... ... ... | ૨૨ |
| ૮. | કેળવણીનો પ્રબંધ ... ... ... ... | ૨૭ |
| ૯. | શિક્ષણના વિષયો ... ... ... ... | ૩૩ |
| ૧૦. | ગુજરાતી ભાષા ... ... ... ... | ૪૨ |
| ૧૧. | હિન્દી ભાષા ... ... ... ... ... | ૪૮ |
| ૧૨. | રાષ્ટ્રીય ભાષા—અંગ્રેજી કે હિન્દી ? ... ... | ૫૦ |
| ૧૩. | અંગ્રેજી શિક્ષણનો મોહ ... .... .... .... | ૫૬ |
| ૧૪. | સ્ત્રીઓને અંગ્રેજી કેળવણી .... .... .... | ૬૧ |
| ૧૫. | વિદ્યાર્થીઓને બોધ .... .... .... .... | ૬૫ |
| ૧૬. | જનસમાજનું સાહિત્ય .... .... .... .... | ૭૯ |
| ૧૭. | સવાલજવાબ .... .... .... .... | ૮૪ |
| ૧૮. | સુભાષિત .... .... .... .... .... | ૯૧ |
| | આધારની નોંધ .... .... .... .... | ૯૩ |




# ગાંધી=શિક્ષણ.

## કેળવણી.

### ૧. કેળવણીનો ઉદ્દેશ.

૧. ઘણા વિદ્યાર્થીઓએ મને પ્રશ્ન કર્યો છે કે ' મારે શું કરવું ઇષ્ટ છે. હું દેશસેવા કેવી રીતે કરી શકું ? આજીવિકાને માટે મારે શું કરવું યોગ્ય છે ? ' મને જણાયું છે કે આજીવિકાને માટે વિદ્યાર્થીઓને બહુ ચિંતા થયા કરે છે. આ પ્રશ્નનો ઉત્તર વિચારતાં પહેલાં શિક્ષણનો ઉદ્દેશ શું છે એનો વિચાર કરવો આવશ્યક છે.

૨. હક્ષલીએ* કહ્યું છે કે કેળવણીનો ઉદ્દેશ ચારિત્ર્ય ઘડવાનો છે. ભારતવર્ષના ઋષિમુનિઓએ કહ્યું છે કે વેદાદિ સંપૂર્ણ શાસ્ત્ર જાણવા છતાં પણ જો મનુષ્ય આત્માને ન ઓળખી શકે, સર્વ બંધનમાંથી મુક્ત થવાને યોગ્ય ન બને, તો તેનું જ્ઞાન વ્યર્થ છે. બીજું વચન આ છે કે જેણે આત્મા જાણ્યો છે; તેણે સર્વસ્વ જાણ્યું છે.

૩. અક્ષરજ્ઞાન વિના પણ આત્મજ્ઞાન થવું સંભવે છે. પયગંબર મહમ્મદ સાહેબે અક્ષરજ્ઞાન મેળવ્યું ન હતું. જીસસ ક્રાઇસ્ટે કોઇ શાળામાં

---

*હક્ષલી—(૧૮૨૫–૧૮૯૫). સમર્થ વિજ્ઞાનશાસ્ત્રી. તેણે કેટલીક શોધો કરી છે અને તેના પર ઘણાં પુસ્તકો લખ્યાં છે. "પ્રકૃતિને ખોળે મનુષ્યનું સ્થાન" એ નામના તેના પુસ્તકને વિદ્વાનોએ ઉચ્ચસ્થાન આપ્યું છે.

વિદ્યાભ્યાસ કર્યો ન હતો. આમ છતાં, આ મહાત્માઓને આત્મજ્ઞાન નહોતું થયું એમ કહેવું એ ધૃષ્ટતા જ છે. તેઓ વિદ્યાલયોમાં પરીક્ષા દેવા નહોતા ગયા છતાં આપણે તેઓને પૂજ્ય ગણીએ છીએ. વિદ્યાનું બધું ફળ તેઓને મળી ચૂક્યું હતું. તેઓ મહાત્મા હતા.

૪. તેઓની દેખાદેખી કરીને આપણે વિદ્યાલય છોડી દઇએ તો આપણે ભ્રષ્ટ થઇએ; પરંતુ આપણને પણ આપણા આત્માનું જ્ઞાન ચારિત્ર્યથી જ મળી શકે છે. પણ ચારિત્ર્ય એટલે શું? સદાચારનું ચિહ્ન શું? સદાચારી પુરુષ સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અસ્તેય, નિર્ભયતા આદિ વ્રતોનું પાલન કરવામાં પ્રયત્નશીલ રહે છે. તે પ્રાણ છોડી દેશે, પરંતુ સત્યને કદિ નહિ છોડે. તે પોતે મરશે, પરંતુ બીજા કોઇને નહિ મારે. તે પોતે દુઃખ સહન કરશે, પરંતુ બીજાને દુઃખ નહિ દે; અને પોતાની સ્ત્રી ઉપર પણ ભોગદૃષ્ટિ ન રાખતાં તેની સાથે મિત્ર જેમ રહેશે.

૫. સદાચારી આ પ્રમાણે બ્રહ્મચર્ય પાળી યથાશક્તિ શરીરમાં રહેલા સત્ત્વનું રક્ષણ કરે છે, તે ચોરી નથી કરતો તેમ લાંચ પણ નથી લેતો. તે પોતાનો તેમ જ બીજાનો સમય ગૂમાવતો નથી. તે અકારણ ધનસંચય કરતો નથી. તે એશઆરામ નથી વધારતો અને નકામી ચીજોનો ઉપયોગ કેવળ શોખને ખાતર નથી કરતો; પરંતુ સાદાઇમાં જ સંતોષ માને છે. 'પોતે શરીર નથી પરંતુ આત્મા છે, અને આત્માને હણનાર જગતમાં કોઇ નથી', આ પ્રમાણે દૃઢ વિચાર રાખી આધિ, વ્યાધિ અને ઉપાધિનો ભય તે છોડે છે અને ચક્રવર્તીથી પણ દબાતો નથી; પણ નિર્ભય રહી પોતાનું કામ કરે જાય છે.

૬. જો કદિ વિદ્યાલયો ઉપર્યુક્ત પરિણામ લાવી ન શકે તો તેમાં વિદ્યાર્થીની, શિક્ષણની અને શિક્ષકની ત્રણેની ખામી હશે. પરંતુ ચારિત્ર્યની ખોટ પૂરી પાડવાનું કામ તો વિદ્યાર્થીઓના જ હાથમાં છે. જો તે ચારિત્ર્ય ઘડવા નહિ ઇચ્છતો હોય તો શિક્ષક કે પુસ્તક તેને તે વસ્તુ નહિ આપી શકે. તેથી કરીને મેં ઉપર કહ્યું છે તેમ શિક્ષણનો ઉદ્દેશ સમજવો જરૂરનો છે. ચારિત્ર્યવાન્ થવા ઇચ્છા રાખનાર વિદ્યાર્થી કોઇ પણ પુસ્તકમાંથી ચારિત્ર્ય વિષે બોધ લઇ લેશે.

૭. 'તમે ગીતાજીના શ્લોક પાઠે કરી જશો, તેથી હું રાજી નહિ થાઉં. તમે ઇતિહાસ વાંચો કે નહિ, ગણિત ગણો કે નહિ, સંસ્કૃત ભણો કે નહિ તેની મને કંઇ પણ ચિંતા નથી; પણ તમે સંયમવૃત્તિ ધારણ કરો એ જરૂરનું છે, એ મારે જોઇએ છે. હું માણસનો ગુલામ થવાને ઇચ્છીશ, પણ મારા મનનો ગુલામ થવા નહિ ઇચ્છું. મનના ગુલામ થવા જેવું અધમ પાપ નથી, માટે તમે સમજીને મનને નિયમમાં રાખતાં શીખો. આવી સ્થિતિમાં તમે મારી પાસે રહી શકશો, નહિ તો મારે કોઇની જરૂર નથી. હું તમને કોઇને શીખવવાનું અભિમાન પણ રાખતો નથી. મારી પાસે એક શિષ્ય છે કે જેને શીખવવું એ ભારેમાં ભારે કામ છે. એને શિક્ષણ આપવાથી જ હું તમારૂં કે હિંદનું કે માનવજાતનું ભલું કરી શકીશ. અને તે શિષ્ય હું પોતે જ છું, જેને હું મારૂં મન કહું છું.

૮. પરંતુ મને ભય છે કે ઘણા વિદ્યાર્થીઓએ ઉદ્દેશનો ખ્યાલ નથી કર્યો હોતો. તેઓ માત્ર રૂઢિને આધીન થઇ શાળામાં જાય છે. કેટલાક આજીવિકાના હેતુથી જાય છે. દરેક વિદ્યાર્થી શિક્ષણનો ઉદ્દેશ સમજી લઇ નિશ્ચય કરી શકે છે કે હું આજથી શાળાને ચારિત્ર્ય ઘડવાનું સાધન સમજીશ. મને પૂર્ણ વિશ્વાસ છે કે આવો વિદ્યાર્થી પોતાના ચારિત્ર્યમાં જબરૂં પરિવર્તન કરી નાખશે અને તેના સાથીઓ પણ તેની સાક્ષી દેશે. આ શાસ્ત્રવચન છે કે જેવા વિચાર કરીએ છીએ તેવા આપણે થઇએ છીએ.

૯. ડીગ્રી (પદવી)નો ભારે મોહ રાખી પરીક્ષામાં ઉત્તીર્ણ થવા ઉપર જ આપણા જીવનનો આધાર રાખવાથી પ્રજાને ભારે નુકસાન થયું છે. 'ડીગ્રી' એ સરકારી નોકરિયાતવર્ગને જ કામની છે એ આપણે ન ભૂલી જવું જોઇએ. પ્રજાની ઇમારત કંઈ નોકરિયાત વર્ગ ઉપર ચણવાની નથી; તેમ સૌને નોકરી વિના ઘણી જ સારી ધનપ્રાપ્તિ થઇ શકે છે, એમ આપણે ચોમેર જોઇએ છીએ. અભણ જેમ પોતાની હોંશિયારીથી કરોડાધિપતિ થઈ શકે છે, તેમ ભણેલવર્ગ કેમ ન થઇ શકે ? જો ભણેલવર્ગ ભીતિ છોડે તો તેઓમાં અભણ જેટલું સામર્થ્ય તો જરૂર આવી શકે.

૧૦ મારી અલ્પમતિ પ્રમાણે શિક્ષણને આજીવિકાનુ સાધન સમજવું એ નીચ વૃત્તિ કહેવાય. આજીવિકાનું સાધન શરીર છે, અને શાળા એ ચારિત્ર્ય ઘડવાનું સ્થાન છે. તેને શરીરની હાજતો પૂરી પાડવાનું સાધન

સમજવું એ વાધરી માટે ભેંસને મારવા સમાન છે. શરીરનું પોષણ શરીરથી જ કરવું યોગ્ય છે. આત્માને તે કાર્યમાં કેમ રોકી શકીએ ?

૧૧. 'તારા પરસેવાથી જ તું તારો રોટલો કમાઇ લે' એવું મહાવાક્ય જીસસ ક્રાઇસ્ટનું છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાંથી પણ આ જ ધ્વનિ નિકળતો જણાય છે. આ જગતમાં ૯૯ ટકા માણસો આ નિયમને આધીન રહે છે અને નિર્ભય બને છે. જેણે દાંત આપ્યા છે તે ચાવણું પણ આપશે. આ સત્ય વચન છે, પરંતુ આળસુ માટે તે નથી કહેવામાં આવ્યું. વિદ્યાર્થીઓએ આરંભમાં જ આ શીખી લેવું આવશ્યક છે કે પોતે પોતાની આજીવિકા પોતાના બાહુબળથી પેદા કરી લેવાની છે.

૧૨. આજીવિકા માટે મજુરી કરતાં લજ્જા નહિ જોઇએ. આમ કહેવામાં મારી એ મતલબ નથી કે આપણે બધાએ હંમેશાં કોદાળી વાપર્યા કરવી. પણ આ સમજવાની જરૂર છે કે બીજો ધંધો કરતાં હોવા છતાં આજીવિકા માટે કોદાળી વાપરવામાં જરા ય બૂરાઇ નથી અને આપણા મજુરભાઇઓ આપણાથી નીચા નથી. આ સિદ્ધાંતને ગ્રહણ કરી, તેને પોતાનો આદર્શ સમજી, પછી ગમે તે ધંધામાં તે પડે, તોપણ તેની કાર્ય કરવાની રીતિમાં શુદ્ધતા અને અસાધારણતા માલમ પડશે. વળી તે લક્ષ્મીનો ગુલામ નહિ બને, લક્ષ્મી તેની દાસી બની રહેશે.

૧૩. કમાવાને સારૂ ભણવાનો વિચાર થતો હોય તો તે ઠીક નહિ; કેમકે દાણો તો ઇશ્વર સહુને આપે છે. તમે મજુરી કરીને પણ પેટ ભરી શકો છો. તમારે દેશને ખાતર ભણવું હોય તો ભણો; જો આત્માને ઓળખવાને સારૂ ભણવું હોય તો તે તો સારા થતાં શીખવાનું છે.

૧૪. જો ખરા સદ્‌ગુણોનું અનુકરણ તમે કરો, સદ્‌ગુણમય તમારૂં જીવન બની જાય તો કેળવણીનો આદર્શ તમે પૂર્ણ કર્યો છે. આ ગુણોથી સજ્જ થઈ તમે આલમના કોઇ પણ ખૂણે ખોચરે તમારૂં ગુજરાન મેળવી શકશો, અને આત્મજ્ઞાન—ઇશ્વરજ્ઞાન મેળવવાને રસ્તે ચડી શકશો.

૧૫. આનો અર્થ એમ નથી કે તમારે અક્ષરજ્ઞાન ન મેળવવું; પણ આ બાબત એવી છે કે તમારે તે મેળવવા માટે આકળા ન થવું જોઇએ. પ્રરની સેવામાં શિક્ષણ ઉપયોગી નિવડે એવા હેતુથી જ તે લેવાનું છે.

તવંગર થવા કરતાં ગરીબ રહેવામાં વધારે આશ્વાસન છે. શ્રીમંતાઇ કરતાં, તવંગર થવા કરતાં, ગરીબ રહેવામાં ગરીબાઇનાં ફળો વધારે સુંદર અને વધારે મીઠાં છે.

૧૬. આપણી નિશાળોમાં કડિયા, લુહાર, સુતાર, દરજી, મોચી વિગેરે જાતિઓના બાળકો ભણતા જોવામાં આવે છે. પણ ભણીને તેઓ પોતાના બાપુકા ધંધાને આગળ વધારવાને બદલે તેને મૂળ હલકા ધંધા માની તજી દે અને કારકુનની નોકરી મેળવવામાં માન માને અને માબાપો પણ આ વિચારને અનુસરે તો આપણે જાતિભ્રષ્ટ અને કાર્યભ્રષ્ટ થઇ ગુલામગીરીમાં પડતા જઇએ.

૧૭. આ જમાનામાં જેમ જમીન અને શેરના ભાવ તપાસીએ છીએ, તેમ જ આપણે કેળવણીની કિંમત કરીએ છીએ. છોકરો વધારે કમાણી કરી શકે એવી કેળવણી આપવા માગીએ છીએ. છોકરો સારો કેમ થાય એ વિચાર બહુ કરતા નથી. છોકરી કાંઇ કમાઇ નથી કરનારી એટલે તેને કેળવણીની જરૂર શી ? આવો વિચાર જ્યાંસુધી હશે, ત્યાંસુધી આપણે કેળવણીની કિંમત સમજવાના નથી. જો ખરી કેળવણી આપણામાં દાખલ થાય તો આપણાં ઘરસંસારી દુઃખો તેમ જ ઘણાં રાજ્યપ્રકરણી દુઃખો ઝપાટાથી જાય.



# ૨. અક્ષરજ્ઞાનનું સ્થાન.



૧. જો આપણે આપણો સુધારો સર્વોત્તમ માનીએ તો મારે દિલગીરીપૂર્વક કહેવું પડશે કે ફરજ્યાત કેળવણી આપવાની હિલચાલનો પ્રયાસ ઘણે ભાગે વૃથા છે. દેશી રાજ્યો તથા આપણા બીજા ધુરંધર આગેવાનો બધાને કેળવણી આપવા મથી રહ્યા છે, એમાં તેમનો હેતુ નિર્મળ છે, તેથી તેમને ધન્યવાદ જ ઘટે છે. પણ તેમના હેતુનું પરિણામ જે આવવા સંભવ છે તે આપણે ઢાંકી શકતા નથી.

૨. કેળવણી એટલે શું ? જો એનો અર્થ અક્ષરજ્ઞાન એટલો જ હોય તો તે તો એક હથિયાર રૂપ થયું. તેનો સદુપયોગ પણ થાય અને દુરુપયોગ પણ થાય. એક હથિયારથી વાઢકાપ કરીને દર્દીને સાજો કરાય, તે જ હથિયાર જાન લેવાને સારૂ વપરાય. એમ જ અક્ષરજ્ઞાન છે. એનો ઉપયોગ ઘણા માણસો કરે છે તે તો આપણે જોઇએ છીએ. તેનો સદુપયોગ પ્રમાણમાં ઓછા જ માણસો કરે છે. આ વાત બરાબર હોય તો એમ સિદ્ધ થાય છે કે અક્ષરજ્ઞાનથી દુનિયાને ફાયદાને બદલે હાનિ થઇ છે.

૩. કેળવણીનો સાધારણ અર્થ અક્ષરજ્ઞાન એ જ છે. લોકોને લખતાં વાંચતાં હિસાબ ગણતાં શીખવવું એ મૂળ અથવા પ્રાથમિક કેળવણી કહેવાય છે. એક ખેડુત પ્રામાણિકપણે ખેતી કરી રોટી કમાય છે, તેને સાધારણ દુન્યવી જ્ઞાન છે. તેણે માબાપ પ્રત્યે કેમ વર્તવું, પોતાની સ્ત્રી પ્રત્યે કેમ વર્તવું, છોકરાં તરફ કેમ ચાલવું, જે ગામડામાં તે વસે છે, ત્યાં કેમ રીતભાત રાખવી, આ બધાનું જ્ઞાન તેને પૂરતું છે. એ નીતિના નિયમો સમજે છે અને પાળે છે, પણ તેને પોતાની સહી કરતાં આવડતી નથી આ માણસને તમે અક્ષરજ્ઞાન આપી શું કરવા માગો છો ? તેના સુખમાં શો વધારો કરશો ? તેના ઝુંપડાનો કે તેની સ્થિતિનો તમારે અસંતોષ ઉપજાવવો છે ? તેમ કરવું હોય તોપણ તમારે તેને અક્ષરજ્ઞાન આપવાની જરૂર નથી.

પશ્ચિમના પ્રતાપમાં દબાઇ જઇ આપણે લઇ ભાગીએ છીએ કે લોકોને કેળવણી આપવી, પણ તેમાં આગળ પાછળનો વિચાર કરતાં નથી.

૪. હવે ઉંચી કેળવણી લઇએ. હું ભૂગોળવિદ્યા શીખ્યો, ખગોળવિદ્યા શીખ્યો, બીજગણિત મને આવડ્યું, મેં ભૂમિતિનું જ્ઞાન લીધું, ભૂસ્તરવિદ્યાને ભૂસી ખાળી, તેથી મેં મારૂં શું ઉજાળ્યું અને મારી આસપાસનાને શું ઉજાળ્યા ? મેં તે જ્ઞાન શા હેતુથી લીધું ? તેમાં મને શો ફાયદો થયો ? એક અંગ્રેજ વિદ્વાને ( હક્ષલીએ ) આ પ્રમાણે કેળવણી વિષે કહ્યું છેઃ " તે માણસને ખરી કેળવણી મળી છે કે જે માણસનું શરીર એવું કેળવાયું છે કે તે તેના અંકુશમાં રહી શકે છે. તે શરીર ચેનથી અને સરળતાથી તેને સોંપેલું કામ કરે છે. તે માણસને ખરી કેળવણી મળી છે કે જેની બુદ્ધિ શુદ્ધ છે, શાન્ત છે અને ન્યાયદર્શી છે. તે માણસે ખરી કેળવણી લીધી છે કે જેની ઇંદ્રિયો તેને વશ છે, જેની આંતરવૃત્તિ વિશુદ્ધ છે અને જે માણસ નીચ કામને ધિક્કારે છે તથા બીજાને પોતાના સરખા ગણે છે. આવો માણસ ખરો કેળવાયલો ગણાય, કેમકે તે કુદરતના નિયમ પ્રમાણે ચાલે છે. કુદરત તેનો સારો ઉપયોગ કરશે અને કુદરતનો તે સારો ઉપયોગ કરશે. "

૫. જો આ ખરી કેળવણી હોય તો ઉપર હું જે શાસ્ત્રો ગણાવી ગયો તેનો ઉપયોગ મારા શરીરને કે મારી ઇંદ્રિયોને વશ કરવામાં મારે નથી કરવો પડ્યો, એટલે પ્રાથમિક કેળવણી લ્યો કે ઉંચી કેળવણી લ્યો, પણ તેનો ઉપયોગ મુખ્ય વાતમાં નથી આવતો. તેથી આપણે માણસ નથી બનતા, તેથી આપણે આપણું કર્તવ્ય નથી જાણતા.

૬. જ્યાં સમજણ છે, ત્યાં અક્ષરની એટલે અક્ષરજ્ઞાનની થોડી જરૂર છે. જે મોક્ષને સમજ્યો છે, જેણે આત્માનો સાક્ષાત્કાર કર્યો છે, તે વેદ વાંચે ખરો ? જેનું પેટ ભર્યું છે તે બાસુદીને શું કરે ? જેણે હિમાલય જોયો છે, તેને હિમાલય જવાનો માર્ગ બતાવનારૂં પુસ્તક શા કામનું ? તેથી કહું છું કે સામાન્યવર્ગની ઉન્નતિને સારૂ અક્ષરજ્ઞાનની જરૂર છે તેના કરતાં સમજણની જરૂર વધારે છે.

૭. શિક્ષણ એટલે અક્ષરજ્ઞાન નહિ, પરંતુ ચારિત્ર્યની ખીલવણી–ધર્મભાવનું ભાન—એ મત મારા સઘળા પ્રકારના વાંચનથી મજબુત થાય

છે. જે ભણતર સ્વમાન ન શીખવે તે ભણતર શાનું ? સમય આવ્યે દુઃખ સહન કરીને પણ પોતાના સાથીઓનું માન જાળવવું જોઇએ. તેઓનો અન્યાયમાંથી બચાવ કરવો એ પુરુષાર્થ છે. આપણે મનુષ્ય બનવું એ પ્રથમ ભણતર છે. મનુષ્ય જ અક્ષરજ્ઞાનને લાયક છે. જે મનુષ્યત્વ ગૂમાવી બેઠા છે તેને શીખવીને શું કરવું ? અક્ષરજ્ઞાનથી મનુષ્યત્વ નથી આવતું.

૮. મનુષ્ય થવું એને હું પહેલી કેળવણી માનું છું. અત્યારે તો પુરુષ પુરુષપણું અને સ્ત્રી સ્ત્રીપણું ખોઇ બેઠાં છે. આખી પ્રજા એકે અવાજે કહે કે અમારે પરાધીનતા નથી જોઇતી તો એમાં સ્વરાજ્ય રહ્યું છે. આ કેળવણી ધીમે ધીમે નહિ આવે; જેને આવશે તેને તરત આવશે. એ તો એક નવો જન્મ છે.

૯. માણસ જાતનો ખરો ધંધો એ જ છે કે તેણે પોતાનું ચારિત્ર્ય ઘડવું. કમાવાને અર્થે કંઇ ખાસ શીખવું પડે એવું નથી. જે માણસજાતિનો રસ્તો કદિ છોડતો નથી તે માણસ કદિ ભૂખે મરતો નથી, અને તેવો વખત આવે તો ડરતો નથી. વળી તે પોતાની સમક્ષ આવેલી ફરજ બજાવતાં ભવિષ્યનો વિચાર ન કરે એનું નામ જ નિષ્કામ કર્મ છે અને તે જ ધર્મ છે.

૧૦. જ્યાંસુધી દૃઢ નીતિ જાળવો, તમારી ફરજ બજાવ્યા કરો, ત્યાંસુધી હું તો તમારા અક્ષરજ્ઞાન વિષે નિશ્ચિંત છું. શાસ્ત્રમાં જે યમ નિયમ કહ્યા છે, તે જળવાય તો બસ છે. તમે શોખને અર્થે અથવા તમે વધારે લાયક થાઓ તેટલા સારુ અક્ષરજ્ઞાન વધારો તેમાં હું સહાયભૂત થાઉં. તમે તે ન કરો તો હું ઠપકો દઉં એમ નહિ બને. છતાં મનમાં એક નિશ્ચય કરો તો તેને વળગી રહેવા પ્રયત્ન કરજો.

૧૧. પરોપકાર કરવો, બીજાની સેવા કરવી અને તેમ કરવામાં જરા યે મોટાઇ ન માની લેવી એ ખરી કેળવણી છે. આ તમે જેમ જેમ ઉંમરે વધશો તેમ તેમ વધારે અનુભવશો. માંદા માણુસોની સેવા કરવી એના જેવો ઉત્તમ માર્ગ બીજો શો હોય ? ધર્મનો ઘણો સમાવેશ તેમાં થઇ જાય છે.

૧૨. જે માણુસ પોતાની ફરજ બજાવે છે તે સદા અભ્યાસ કરે છે. તમે ચાકરી કરતાં અભ્યાસ જ કરો છો. ચાકરી કરતાં અક્ષરજ્ઞાનને રજા દેવામાં અડચણુ નથી. અક્ષરજ્ઞાન પાછળથી મેળવાય, પણુ ચાકરી કરવાનો

અવસર પાછળથી આવે તેમ ન કહી શકાય. એટલું પણ મનમાં કોતરી રાખજો કે તમારૂં મન સ્વચ્છ હશે તો ચાકરી કરતાં તમે માંદા નહિ પડો, અને તેમ છતાં પડો તો નિશ્ચિંત રહેજો. તેમ ઘડાઇને જ આપણે બધા સંપૂર્ણ થઇશું. સારી રહેણી રહેતાં શીખવું એ અભ્યાસ છે, બાકી બધું મિથ્યાભ્યાસ છે.

૧૩. [ ઘણો અભ્યાસ કરીને આપણે જે બોલીએ છીએ કે સમજાવી શકીએ છીએ તે અક્ષરજ્ઞાનનો પ્રતાપ છે એવો ખ્યાલ યોગ્ય નથી, ] કારણકે જો મેં ઉંચી કે નીચી કેળવણી ન લીધી હોત તો તેથી કંઇ હું નિરુપયોગી થાત એમ હું માનતો નથી. હવે બોલીને ઉપયોગી થાઉં છું એવું અભિમાન રાખતો નથી; પણ હું ઉપયોગી થવાની ઇચ્છા રાખું છું, તેમ કરતાં જે ભણ્યો છું તેને કામે લગાડું છું અને તેનો ઉપયોગ, જો તે ઉપયોગ હોય તો, હું મારા કરોડો ભાઇઓને નથી આપી શકતો; પણ માત્ર તમારા જેવા ભણેલાને આપું છું તેમાં પણ મારા વિચારને ટેકો મળે છે. તમે અને હું બન્ને ખોટી કેળવણીના પંજામાં ફસાયા છીએ. હું તેમાંથી મને મુક્ત થયેલો માનું છું. હવે તે અનુભવ તમને આપું છું અને તે આપતાં લીધેલી કેળવણીનો ઉપયોગ કરી તમને તેનો સડો બતાવું છું.

૧૪. વળી [ એ પણ યાદ રાખવાનું છે કે ] મેં કંઇ અક્ષરજ્ઞાનને દરેક સ્થિતિ માટે વખોડયું નથી. માત્ર એટલું જ બતાવ્યું છે કે તે જ્ઞાનની આપણે મૂર્તિપૂજા નથી કરવાની. તે કંઇ આપણી કામધુક્ નથી. તેની જગ્યાએ તે શોભી શકે છે. અને તે જગ્યા તો એ છે કે જ્યારે મેં અને તમે આપણી ઇન્દ્રિયોને વશ કરી હોય. જ્યારે આપણે નીતિનો મજબૂત પાયો નાખીએ ત્યારે અક્ષરજ્ઞાન લેવાની ઇચ્છા થાય તો તે લઇને તેનો સદુપયોગ કરી શકીએ ખરા. તે આભૂષણ રૂપે ઠીક લાગવા સંભવ છે, પણ જો અક્ષરજ્ઞાનનો એ ઉપયોગ હોય તો આપણે તેવી કેળવણી ફરજિયાત આપવાની જરૂર નથી રહેતી. આપણી પુરાણી નિશાળો બસ છે. તેમાં નીતિની કેળવણીને પ્રથમ મૂકી છે, તે પ્રાથમિક કેળવણી છે તેની ઉપર જે ચણતર કરીશું તે નભી શકશે.

૧૫. વિદ્યાર્થીઓની કેળવણી કેવળ માનસિક હોઇ ઘણી અધુરી છે. માનસિક, હાર્દિક અને શારીરિક ત્રણે એક સરખી અપાય તો મન, આત્મા

અને શરીર ત્રણેનું પોષણ થાય અને તે કેળવણી હિંદુસ્થાનને સારૂ હિતકર થાય. મનની ખીલવણી આપણી ભાષા મારફતે જ થાય; હૃદયની, આત્માની કેવળ ધર્મથી; અને ધર્મ કેવળ શિક્ષકોના ધર્માચરણથી તેઓના દરેક શબ્દમાં, તેઓના દરેક કાર્યમાં જોવામાં આવે, તો જ વિદ્યાર્થીઓ ગ્રહણ કરે; અને શરીરની કેળવણી બાળકોને ખેતી તથા વણાટકામ શીખવી તેમાં તેઓના શરીરને કસીને અપાય. આ કાર્યની શરૂઆત દરેક શિક્ષક, દરેક નિશાળ, દરેક ગામ જેને સૂઝે તે કરી શકે છે. બીજાઓની કે સ્વરાજ્યની યોજનાની રાહ જોવાની જરૂર નથી. કોઇ જગ્યાએ પણ બીજ રોપાશે તો તે ફળી નિકળી બીજે તેની અસર થઇ રહેશે.

૧૬. ભણુતરની જરૂર છે જ. અક્ષરજ્ઞાન જોઇએ, પણ અક્ષરજ્ઞાન એ કંઇ સર્વસ્વ નથી. એ સાધ્ય નથી, એ તો સાધન માત્ર છે. જેને સમજ છે તેને અક્ષરજ્ઞાન ન હોય તો યે શું? દુનિયાના મહાન્ શિક્ષકો-સુધારકો અક્ષરજ્ઞાની ન હતા. ઇશુ પેગમ્બરને, મહમ્મદ પેગમ્બરને, અક્ષરજ્ઞાન કયાં હતું? છતાં તેઓએ જે અક્કલ આપી અને સેવા કરી તેવી મહાન્ તત્ત્વવેત્તા કે અર્થશાસ્ત્રીઓએ નથી કરી, અને નથી કરવાના. બોઅરોના પ્રેસિડન્ટ ક્રુગરને અક્ષરજ્ઞાન એટલું હતું કે મુશ્કેલીથી પોતાની સહી કરતા. અફઘાનીસ્થાનના માજી અમીરને પણ અક્ષરજ્ઞાન એવું જ હતું. પણ આ બન્નેની સમજશક્તિ અપાર હતી.

૧૭. પણ આ તો મેં અસામાન્ય પુરુષોની વાત કરી એમ કોઇ કહેશે. એ ખરૂં છે પણ તેમાંથી મેં બતાવ્યું કે અક્ષરજ્ઞાન વિના ન જ ચાલે એવું નથી. આજ પણ દુનિયાનો મોટામાં મોટો ભાગ અક્ષરજ્ઞાની નથી, છતાં તે જડ નથી. તેના બળે આપણે જીવીએ છીએ. તેની સામાન્ય સમજથી સંસારચક્ર ચાલી શકે છે. આ બધું લખવાનું તાત્પર્ય એટલું જ છે કે આપણાં છોકરાં લડત ચાલતાં લગી ભણુતર વિનાનાં રહે તેમાં તેઓને તેમ જ પ્રજાને લાભ છે. જે મકાનમાં ઝેરી હવા પેદા થઇ હોય તે તેટલી મુદતને સારૂ આપણે છોડીએ તેમાં જેમ ડહાપણ છે, તે જ પ્રમાણે આ ઝેર સમાન સરકારની નિશાળો છોડવામાં લાભ જ છે. જે માબાપ એટલું પણ ન સમજે તે સ્વરાજ્ય લેવાને સારૂ ઉતાવળા નથી થયા.



११२८०

# ३. धार्मिक केळवणी.



१. विद्यार्थीजीवन निर्दोष होवुं जोइए. जेनी बुद्धि निर्दोष छे तेने ज शुद्ध आनंद मळी शके छे. तेने संसारमां आनंद लेवा कहेवुं ए ज एनो आनंद लइ लेवा बरोबर छे. जेनो आ निश्चय होय छे के 'मारे उंचुं पद प्राप्त करवुं छे,' तेने ते मळे छे. निर्दोष बुद्धिथी रामचंद्रे चंद्रमानी इच्छा करी अने तेमने चंद्रमा मळ्यो.

२. एक रीते विचारतां जगत् मिथ्या जणाय छे, अने बीजी रीते जोतां ते 'सत्' भासे छे. विद्यार्थीओ माटे तो जगत् छे ज, कारणके तेणे आ ज जगतमां पुरुषार्थ करवानो छे. रहस्य समज्या विना जगतने मिथ्या कही स्वेच्छाचार करनार अने जगतना त्यागनो दावो करनार भले संन्यासी हो, परंतु ते मिथ्याज्ञानी छे.

३. ज्यां धर्मनो अभाव छे, त्यां विद्या, लक्ष्मी, आरोग्य विगेरेनो पण अभाव छे. धर्मरहित स्थितिमां तद्दन शुष्कता छे, शून्यता छे. धर्म जाण्या विना विद्यार्थीओ निर्दोष आनंद मेळवी शकता नथी. आ आनंद लेवा माटे शास्त्रपठन, शास्त्रचिंतन, अने विचार मुजब ज आचार आवश्यक छे. कोइ पण रीते धर्मशिक्षण प्राप्त करवुं ए विद्यार्थीनुं कर्तव्य छे.

४. पण धर्म एटले शुं? धर्मनुं शिक्षण केवा प्रकारनुं होइ शके? आ वातोनो विचार आ स्थाने थइ शके एम नथी. परंतु आटली व्यावहारिक सलाह अनुभवना आधारे दउं छुं के तमे रामचरित मानसना अने भगवद्गीताना भक्त थाओ. तमारी पासे मानस रूपी कोहीनूर आवी पड्युं छे तो तेने ग्रहण करी ल्यो. पण एटलुं याद राखजो के आ बे ग्रन्थोनो अभ्यास धर्म समजवा माटे करवानो छे. आ ग्रन्थ लखनार ऋषिओनी मतलब इतिहास लखवानी न हती, पण धर्म अने नीतिनुं शिक्षण

દેવાની હતી. કરોડો માણસો આ ગ્રન્થોનો અભ્યાસ કરે છે અને પોતાનું જીવન વિશુદ્ધ બનાવે છે. તેઓ નિર્દોષ બુદ્ધિથી અભ્યાસ કરીને તેમાંથી નિર્દોષ આનંદ લઇ આ સંસારમાં વિચરે છે.

૫. રામ હતા કે નહિ, જેમ તેઓએ રાવણનો વધ કર્યો તેમ હું મારા શત્રુને મારૂં કે ન મારૂં એવી શંકા તેને સ્વપ્ને પણ નથી આવી શકતી. તે તો શત્રુને જોતો છતાં રામચંદ્રની સહાયતા યાચી નિર્ભય રહે છે. રામાયણના કર્તા તુલસીદાસજી પાસે શસ્ત્ર તરીકે કેવળ દયા જ હતી, તુલસીદાસજીને કોઇનો સંહાર કરવાની ઇચ્છા ન હતી. જે ઉત્પન્ન કરે છે તે નાશ કરે છે. રામ ઇશ્વર હતા. તેમણે રાવણને ઉત્પન્ન કર્યો, તેમને તેનો સંહાર કરવાનો અધિકાર હતો. જ્યારે આપણે ઇશ્વરપદને પ્રાપ્ત કરીશું, ત્યારે આપણી સંહારશક્તિ વિષે આપણી યોગ્યતાનો વિચાર કરી લઇશું. આટલી પ્રસ્તાવના તે મહાન્ ગ્રન્થો માટે કરવાની મેં ધૃષ્ટતા કરી છે. હું પોતે એક વખત સંશયાત્મા હતો અને વિનાશ થવાનો ભય રહ્યા કરતો હતો. તે અવસ્થામાંથી નિકળી શ્રદ્ધાળુ થઇ શક્યો છું. આ પુસ્તકોએ મારા ઉપર જે અસર કરી છે, તેનું વર્ણન કરવું મને યોગ્ય જણાયું છે.

૬. ઇસ્લામી વિદ્યાર્થીઓ માટે કુરાન-એ-શરીફ સર્વોપરી ગ્રન્થ છે. તેઓને પણ ધર્મભાવથી આ ગ્રન્થનો અભ્યાસ કરવાની હું સલાહ આપું છું. કુરાન-એ-શરીફનું રહસ્ય જાણવું જોઇએ. મારો એવો પણ વિચાર ખરો કે હિંદુ-મુસલમાને એકબીજાના ધર્મગ્રન્થો વિનયપૂર્વક શીખવા જોઇએ અને સમજવા જોઇએ.



# ૪. સ્ત્રીકેળવણી.



૧. જેમ પુરુષશિક્ષણને સા ચાલતી રચના ખામીઓથી ભરેલી છે તેમ જ સ્ત્રીશિક્ષણનું છે. ભારતવર્ષમાં સ્ત્રીપુરુષોનો શો સંબંધ છે, સ્ત્રી જનમંડળમાં શું સ્થાન ભોગવે છે, તેનો વિચાર કરવો ઘટે છે.

૨. પ્રાથમિક કેળવણીનો ઘણો ભાગ બંને વર્ગને સામાન્ય હોઇ શકે, તે ઉપરાંત બધે બહુ અસમાનતા છે. સ્ત્રીપુરુષ વચ્ચે જેમ કુદરતે ભેદ રાખ્યો છે, તેમ જ કેળવણીમાં ભેદની આવશ્યકતા છે. સંસારમાં બન્ને સરખાં છે, પણ તેમના કાર્યમાં વિભાગ જોવામાં આવે છે. ગૃહનું રાજ્ય ભોગવવાનો અધિકાર સ્ત્રીનો છે. બહારની વ્યવસ્થાનો અધિષ્ઠાતા પુરુષ છે. પુરુષ આજીવિકા લાવનાર છે. સ્ત્રી સંગ્રહ કરનાર અને વ્યય કરનાર છે.

૩. સ્ત્રી બાળકનું પોષણ કરનારી છે, તેની વિધાતા છે, તેની ઉપર બાળકના ચારિત્ર્યનો આધાર છે, તે બાળ શિક્ષિકા છે, તેથી તે પ્રજાની માતા છે. પુરુષ પ્રજાનો પિતા નથી. અમુક મુદત પછી પિતાની અસર પુત્ર ઉપર થોડી રહે છે. માતા પોતાનો દરજ્જો કદિ છોડતી જ નથી. બાળક પુરુષ અવસ્થાએ પહોંચ્યા પછી પણ માતાની પાસે બાળકની જેમ ગેલ કરે છે. પિતાની સાથે એવો સંબંધ નથી રાખી શકતો.

૪. આ યોજના કુદરતી હોય તો યોગ્ય હોય. સ્ત્રીને સારૂ સ્વતંત્ર કમાણી કરવાનો પ્રબંધ ન હોય, જ્યાં સ્ત્રાઓને તાર માસ્તરનું કે ટાઇપીસ્ટનું કે બીબાં ગોઠવવાનું કામ કરવું પડે, ત્યાં સુવ્યવસ્થાનો ભંગ થયેલો હોવો જોઇએ. તે પ્રજાએ પોતાની શક્તિનું દેવાળુ કહાડ્યું છે, તે પ્રજા પોતાની થાપણ ઉપર રહેવા લાગી છે એવી મારી માન્યતા છે.

૫. એટલે એક તરફથી આપણે સ્ત્રીને અંધકારમાં અને અધમ દશામાં રાખીએ તે ખોટું છે, તેમ જ બીજી તરફથી સ્ત્રીને પુરુષનું કામ સોંપવું તે નિર્બળતાની નિશાની છે અને સ્ત્રીની ઉપર જૂલમ કર્યા જેવું છે,

એટલે સ્ત્રીઓને સારૂ અમુક વર્ષ પછી નોખી ઘટનાની જરૂર છે. તેમને ગૃહવ્યવસ્થાનું, ગર્ભની માવજતનું, બાળકને ઉછેરવા વિગેરેનું જ્ઞાન આપવું તે શિક્ષણના ક્રમમાં નવો વિષય છે. તેમાં શોધખોળ અને નિર્ણય કરવા સારૂ ચારિત્ર્યવાળી અને જ્ઞાનવાળી સ્ત્રીઓ અને અનુભવી પુરુષોની મંડળીએ યોજના ઘડવાની જરૂર છે.

૬. સ્ત્રી અને પુરુષ એક દરજ્જાનાં છે, એક જ નથી; એ અપૂર્વ જોડી છે, એક બીજાની પૂરણી છે અને બંને અરસ્પરસ ટેકા છે. તે એટલે સુધી કે એકને અભાવે બીજાનો સંભવ જ નથી. પણ જો પુરુષ અથવા તો સ્ત્રી સ્થાનભ્રષ્ટ થાય તો બંનેનો નાશ થાય, એ સિદ્ધાંત ઉપલી સ્થિતિમાંથી જ નિકળી આવે છે. સ્ત્રીકેળવણીની રચના ઘડનારે આ વાત નિરંતર યાદ રાખવી જોઇએ. દંપતીની બાહ્ય પ્રવૃત્તિમાં પુરુષ સર્વોપરી છે, તેથી બાહ્ય પ્રવૃત્તિનું વિશેષ જ્ઞાન તેને આવશ્યક છે. આંતરપ્રવૃત્તિમાં સ્ત્રીનું પ્રાધાન્ય છે, તેથી ગૃહવ્યવસ્થા, બાળકોની માવજત અને કેળવણી વિગેરે વિષયોમાં સ્ત્રીને વિશેષ જ્ઞાન હોવું જોઇએ.

૭. સ્ત્રીકેળવણીને આપણે માત્ર કન્યા કેળવણીથી જ પહોંચી વળવાના નથી. હજારો કન્યા બાર વર્ષની ઉમ્મરે બાળલગ્નનો ભોગ થઇ આપણી નજર આગળથી અલોપ થઇ જાય છે. તેઓ ગૃહિણી બને છે! આ પાપી રિવાજ જ્યાંસુધી આપણામાંથી નહિ જાય, ત્યાંસુધી પુરુષોને સ્ત્રીશિક્ષક બનતાં શીખવું પડશે. તેઓની આ વિષયની કેળવણીમાં આપણી ઘણી આશાઓ છૂપાયેલી પડી છે. આપણી સ્ત્રીઓ આપણા વિષયનું પાત્ર અને આપણી રસોઇયણ મટી આપણી સહચરી, આપણી અર્ધાંગના, આપણા સુખ-દુ:ખની ભાગિયણ ન બને ત્યાંસુધી આપણા સર્વ પ્રયાસ મિથ્યા જણાય છે.

૮. જે પુરુષ બાલિકાની સાથે લગ્ન કરે છે તે પરોપકારદૃષ્ટિએ નથી કરતો, ઘણે ભાગે વિષયાસક્તિથી જ. આ બાળાઓનો બેલી કોણ થાય? આ પ્રશ્નમાં સ્ત્રીનો ઉદ્ધાર મોટે ભાગે સમાયેલો છે. જવાબ પણ અઘરો અને એક જ છે, પુરુષ વિના બીજો સંસારી બેલી તો આ બાલિકાનો કોઇ નથી. બાળલગ્ન કરેલા પુરુષને સ્ત્રી સમજાવી શકે એ લગભગ અશક્ય છે, એટલે આ વિકટ સુધારાનું કામ સમજુ પુરુષે જ કરવું રહ્યું છે.

૯. જ્યાંસુધી બાળલગ્નની હાંસડી આપણે પહેરવી સર્જી હશે, ત્યાંસુધી પુરુષોએ પોતાની સ્ત્રીઓના શિક્ષક બનવું પડશે, અને એ શિક્ષણ માત્ર અક્ષરનું જ નહિ. ધીમે ધીમે રાજ્યપ્રકરણી સંસારસુધારાના વિષયોમાં તેઓને પ્રવેશિત કરી શકાય છે. આ કરતાં પહેલાં અક્ષરજ્ઞાનની જરૂર જણાતી નથી. આવા પુરુષે પોતાનું સ્ત્રી પ્રત્યેનું વલણ ફેરવવું પડશે. સ્ત્રી પુખ્ત ઉમ્મરની ન થાય ત્યાંસુધી શિક્ષાવસ્થામાં રહે અને ત્યાંસુધી પુરુષો તેમની પ્રત્યે બ્રહ્મચર્ય પાળે. આપણે જડતા ( ઇનર્શિયા ) રૂપી શક્તિના દાબ તળે કચરાયેલા ન હોઇએ તો આપણે બાર કે પંદર વર્ષની બાળા ઉપર કદિ પ્રસવની મહાવ્યથાનો બોજો ન જ મૂકીએ. એ વિચાર કરતાં પણ આપણને કંપારી છૂટવી જોઇએ.



# ૫. ગૃહકેળવણી.



૧. જ્યાંસુધી ઘરમાં છોકરાંઓને સારી કેળવણી ન મળે, ત્યાંસુધી નિશાળ કેળવણી ગમે તેટલી સરસ હોય તોપણ દીપી શકતી નથી. છોકરું નિશાળે જઇને એક વસ્તુ શીખે છે, એક જાતના વિચાર કેળવે છે અને ઘેર આવી બીજું જૂએ છે, બીજું સાંભળે છે અને બીજું શીખે છે. પરિણામ માઠું જ આવે, અને આનું મુખ્ય કારણ ઘરની સ્ત્રીઓ અભણ હોય છે એ છે.

૨. અહિં મારો કહેવાનો એવો હેતુ નથી કે સ્ત્રીઓએ અંગ્રેજી કેળવણી લેવી જોઇએ. કેળવણીનો અર્થ હું જૂદો જ કરૂં છું. આપણી સ્ત્રીઓને છોકરાં કેવી રીતે ઉછેરવાં તેનું જ્ઞાન નથી હોતું. હવાપાણીની અસરના વહેમો સખ્ત કોતરાઇ રહ્યા હોય છે. આસપાસ શું ચાલે છે તેનો ખ્યાલ નથી હોતો અને સાધારણ રીતે તેઓની વાતચિત માત્ર તેઓના પહેરવેશની અથવા તો એકબીજાની નિંદા કરવાની હોય છે. આ બધું બચ્ચાંઓ જૂએ છે અને તે પ્રમાણે કરે છે. આપણા દેશમાં આમ સદા યે નહોતું. સ્ત્રીઓ કેળવણી લેતી. ઝાંસીની રાણીનો દાખલો સૌ કોઇને માલમ હશે.

૩. સ્ત્રીઓની અસર છોકરાંઓ ઉપર થવા જોઇએ તે નથી થતી એ આપણી પડતીનું એક મુખ્ય કારણ છે. જેમ્સ સ્ટુઅર્ટ મિલ એમ લખી ગયા છે કે પોતે બહુ બાહોશ હતા તેનું મુખ્ય કારણ તેમની મા હતાં. માજી વાઇસરૉય લૉર્ડ ડફરીન બહુ ખ્યાતિ પામ્યા તેનું કારણ પણ તેમની માતા હતાં. જ્યારે પોતે જુવાન થયા, ત્યારે તેમની માએ તેમને લખ્યું; "દીકરા, તું બહુ હોંશિયાર છે, તારૂં ભણતર સરસ છે, પણ એટલું યાદ રાખજે કે જ્યાંસુધી તારી ચાલચલગત તને ઘરેણાં માફક દીપાવે તેવી નહિ હોય, જ્યાંસુધી તું ખરા સજ્જન તરીકે નહિ વર્તે અને ઇશ્વરથી ડરીને નહિ ચાલે, ત્યાંસુધી હું તારાથી મગરૂર કે સંતોષ નહિ થાઉં"*.

* બાળકોને ફક્ત ચારિત્ર્યની જ કેળવણી માતાઓ ઘેર આપે એટલાથી આપણે સંતોષ ન માનીએ. જેમ હૃદયને કેળવવાની જરૂર છે, તેમ હાથપગને કેળવવાની જરૂર છે જ. બાળાઓ અને છોકરાઓને નાનપણથી જ કાંતવા વણવાનું શિક્ષણ આપવામાં આવે તો તેમના ભરણપોષણ માટેની ચિંતા ઉભી ન રહે એટલું જ નહિ, પણ તેમનું જીવન ઉદ્યોગી, સરળ, નીરોગી અને પવિત્ર બને એ વિષે શંકા નથી.

# ૬. સરકારી કેળવણીની ખામીઓ.

૧. સરકારી કેળવણીની ચાલુ યોજના મારા અભિપ્રાય પ્રમાણે અત્યંત અગત્યની ત્રણ બાબતોમાં ખામીવાળી છે:—

(૧) તે પારકા દેશની સંસ્કૃતિ ઉપર રચાયેલી છે, અને તે એટલે સુધી કે તેમાં દેશીય સંસ્કૃતિનો તદ્દન બહિષ્કાર કરવામાં આવ્યો છે.

(૨) હૃદય અને હાથની કેળવણીની તે અવગણના કરે છે, અને ફક્ત મગજને ખીલવવામાં તે પૂરી થાય છે.

(૩) પારકી ભાષા દ્વારા ખરી કેળવણી અશક્ય છે.

૨. આપણે આ ત્રણ ખામીઓ તપાસીએ.

૩. જે બાબતો છોકરા અને છોકરીઓને દરરોજની ઘરગથ્થુ હોય તે નહિ ચર્ચતાં જે વિષે તેઓ તદ્દન જ અજાણ હોય એવી બાબતો શાળામાં ચાલતી ચોપડીઓમાં શરૂઆતમાંથી જ આવે છે. ગૃહજીવનમાં ખરૂં શું અને ખોટું શું તે નિશાળમાં ચાલતી ચોપડીઓમાંથી છોકરો શીખતો નથી. તેની સમક્ષની બાબતોમાં તેને અભિમાન રાખવાનું કદિ શીખવવામાં આવતું નથી. ગૃહજીવન તેને પણ રસિક જણાતું નથી. ગામડાના દેખાવો તેને નિર્જીવ લાગે છે; તેની પોતાની સંસ્કૃતિ પોકળ, જંગલી, વહેમી અને તદ્દન અવ્યવહારુ હોય એમ તેને બતાવવામાં આવે છે. તેની કેળવણી તેને પોતાની સંસ્કૃતિમાંથી વિમુખ કરે છે એમ ગણી શકાય. અને જો કેળવાયેલા યુવકોનો મોટો ભાગ રાષ્ટ્રભાવનાથી તદ્દન વિમુખ ન થઇ જતો હોય તો તેનું કારણ એ છે કે પ્રાચીન સંસ્કૃતિ તેમનામાં એટલી બધી ઓતપ્રોત થઈ ગયેલી હોય છે કે તેની પ્રગતિ અટકાવનાર કેળવણીથી પણ તે સમૂળગી નિર્મૂળ ન થઈ શકે.

૪. જો મારૂં ચાલતું હોય તો હાલમાં નિશાળોમાં ચાલતી ચોપડીઓના મોટા ભાગનો હું નાશ કરૂં અને ગૃહજીવન સાથે સંબંધ ધરાવતી ચોપડીઓ

નિશાળો માટે લખાવું, જેથી છોકરો ભણીને તેના તદ્દન નજીકના વાતાવરણ ઉપર અસર કરી શકે.

૫. બીજા દેશોની બાબતમાં ગમે તેમ સાચું હોય, પરંતુ એંશી ટકા ઉપરાંત ખેડુતની અને દશ ટકા ઉદ્યોગ કરનારાઓની વસ્તીવાળા હિન્દુસ્થાનમાં તો ફક્ત અક્ષર વિષયક કેળવણી આપવી અને છોકરાં અને છોકરીઓને ભાવિ જીવનમાં હાથ–ઉદ્યોગના કામ માટે તદ્દન નાલાયક બનાવી દેવાં તે એક મોટામાં મોટો ગુન્હો છે. આપણા વખતનો મોટો ભાગ આજીવિકા પાછળ ગળાતો હોવાથી આપણાં છોકરાંને બચપણથી જ મજુરીનું ગૌરવ સમજાવવું જોઇએ એમ હું માનું છું. મજુરીને ધિક્કારતાં આપણાં છોકરાંઓને ન શીખવવું જોઇએ. ખેડુતનો છોકરો નિશાળે જઇને ખેતી પાછળ મજુરી કરવાને નાલાયક બને છે, તેમ થવાનું કોઈ કારણ નથી. આપણા વિદ્યાર્થીઓ હાથમજુરી તરફ ધિક્કારથી નહિ તો અરુચિથી પણ જૂએ, તે શોકજનક ઘટના છે.

૬. વળી ઉમ્મરલાયક થયેલાં છોકરાં છોકરીઓને સાર્વજનિક નિશાળે જતાં જોવાની આપણે ઉમેદ રાખીએ, તો ચાલુ પદ્ધતિ પ્રમાણે કેળવણી પાછળ ખર્ચ કરવાને આપણી પાસે સાધન નથી, તેમ જ હાલમાં નિશાળોમાં રાખેલી ફી લાખો માબાપો ભરવાને શક્તિમાન્ નથી. તેથી કેળવણી સાર્વજનિક કરવી હોય તો તેને મફત કરવી જોઇએ. હું ધારૂં છું કે નિશાળે જવાની ઉમ્મરે પહોંચેલાં બધાં બાળકોને નિશાળે જતાં કરવાને જે બે અબજ રૂપિયા ખર્ચવાને જોઇએ,તે સારામાં સારી સરકારના અમલમાં પણ ખર્ચવાને આપણે શકિતમાન્ ન થઇ શકીએ. તેથી એમ થવું જોઇએ કે છોકરાંને જે કેળવણી મળે તેના બદલામાં તેમણે થોડી અથવા વધારે મજુરી કરવી જોઇએ.

૭. લાભની દૃષ્ટિએ જોતાં આવી સાર્વજનિક મજુરી ( મારા વિચાર પ્રમાણે ) હાથવણાટ અને હાથકંતામણ જ હોઈ શકે. પણ આપણે હાથકંતામણ રાખીએ કે બીજી કોઈ જાતની મજુરી રાખીએ એ મારા સિદ્ધાંતને માટે જરૂરની વાત નથી. ફક્ત એટલું કે કોઈ પણ જાતની મજુરી લાભદાયક હોવી જોઇએ. પણ એટલું તો તપાસ કરતાં જણાશે કે આખા હિન્દુસ્થાનની નિશાળોમાં દાખલ કરી શકાય એવો કાપડ ઉત્પન્ન કરવાના કાર્ય સિવાયનો બીજો કોઈ ધંધો નથી કે જે વ્યાવહારિક અને લાભદાયી હોય અને વળી બહોળા પ્રમાણમાં દાખલ કરી શકાય.

૮. આપણી કેળવણી એવી હોવી જોઇએ કે જેથી આપણને પોષણ મળે, આપણે સ્વતંત્ર થઇએ, તેજસ્વી બનીએ. આપણે જો આપણી પ્રજામાં શક્તિ રેડવા ઇચ્છતા હોઇએ તો રેંટિયો એ જ એક રામબાણ છે, રેંટિયો એ કેળવણીને માટે સુવર્ણમય યોજના છે. શાળામાં તમે રેંટિયો દાખલ કર્યો એટલે શાળા સારૂ તમારે ભિક્ષા નહિ માગવી પડે. હું અનુભવે જોઉં છું કે કાળજી રાખનાર બાળક જરૂર કલાકના પાંચ તોલા સૂતર કાંતી પોતાની નિશાળ સારૂ કલાકના બે પૈસા આપે અથવા પચીસ દિવસના ચાર કલાક લેખે રૂ. ૩–૨–૦ આપે. આ ઉપજ હું. વધારેમાં વધારે ગણું છું. પણ દર માસે સરેરાસ બે રૂપિયા પડે તોપણ વિશ બાળકના વર્ગના રૂ. ૪૦ થયા. સરસ શિક્ષકને સરસ બાળકો જરૂર રૂ. ૬૦ માસિક આપે.

૯. વિશેષ અનુભવ સૂચવે છે કે પીંજણ પણ બાળકો જ કરે અને પૂણી પણ બાળકો જ કરે. આમ થવાથી અચ્છેર રૂ ઉપર એક આનો બીજી કમાણી થાય. એક શેરનું પીંજામણ અને પૂણીઆમણ બે આના ગણું છું. તેમાં થોડો વખત જાય એટલે આપણે ચાર કલાકનો વધારો ચાર પૈસાને બદલે બે જ પૈસા ગણીએ તો ૨૫ દિવસનો વધારો ૫૦ પૈસા થયો. એટલે સારો બાળક ૩–૨–૦+ ૦–૧૨–૬=૩–૧૪–૬ આપે.

૧૦. વળી જ્યારે નિશાળમાં કાંતવા વણવાની પ્રવૃત્તિ ચાલે, ત્યારે કપાસ વિગેરે પ્રથમથી જ ભર્યા હોય અને સૂતરનું બજાર દામ ગણતાં હંમેશાં થોડું વધારે તો ઉમેરાય જ. એક શેર સૂતર પાછળ બે પૈસા ઉમેરવા એ હું જરા યે વધારે નથી ગણતો. આ બધાં દામ અંકાઈ જાય પછી પ્રજાને ચોમેરેથી કેટલો લાભ થાય તે તો જેઓ કારખાનાં ચલાવે છે તેને પૂછીએ તો માલમ પડે. લાખો બાળકો જે નિશાળમાં ભણતા હોય તેઓને આ ધંધો શીખવવામાં આવે, તેઓની મહેનતનો આંક મૂકવામાં આવે, અને તેથી પ્રજાનો અંકુશ સૂતરના બજાર ઉપર રહે તેનો લાભ કેટલો બધો થાય એ વિચાર હું જ્યારે કરવા બેસું છું, ત્યારે મને એમ જ લાગે છે કે જો પ્રજા આ સીધી વાત સમજી જાય તો દેશનો ભૂખમરો થોડી જ મુદતમાં નાબૂદ થાય.

૧૧. હજુ એક વસ્તુ રહે છે. જ્યારે નિશાળમાં વણવાનું પણ દાખલ કરીએ, ત્યારે વળી નિશાળની કમાણી કરવાની શક્તિ વધે. જ્યારે કંતામણના કલાકના આપણે બે પૈસા ગણીએ છીએ, ત્યારે વણકરનો

કલાકનો એક આનો તો સહેજે ગણાય. પણ હાલ તરત વણાટને આપણે ગણત્રીમાં ન લઇએ તોપણ જે નિશાળમાં દરેક વિદ્યાર્થી લગભગ ચાર રૂપિયા જેટલી કમાણી કરી આપે એટલે ચાર રૂપિયા ફી દર માસે આપે તે શાળાને ન જોઇએ ગ્રાંટ કે ન જોઇએ કાંઈ દાન. તે શાળા સ્વાશ્રયી બને. બાળકોએ ફી આપવી જ ન પડે. ફી ન લેવી અને ઉત્તમ કેળવણી આપવી એ રેંટિયાનો ઉદ્યોગ દાખલ કરીને આપણે કરી શકીએ છીએ. ગ્રાંટ જતી કરાય, વધારે કર પણ ન નખાય અને બાળકોને મફત કેળવણી આપી શકાય, તેમ સ્વરાજ્ય મેળવવામાં મોટી સહાય થઈ શકે એવો આ અકસીર ઇલાજ છે.

૧૨. મુશ્કેલીઓ મારી નજર બહાર નથી. મકાનની મુશ્કેલી મોટામાં મોટી છે. શહેરીઓની જ્યાં મદદ હોય ત્યાં આવી મુશ્કેલી નાબૂદ કરવી એ નજીવી વાત હોવી જોઇએ. મહાજનોની વાડીઓ, મંદિરો, મસ્જીદોનો ઉપયોગ રેંટિયા સમાવવા સારૂ થઈ શકે. ચાલુ મકાનોમાં જેટલાં બાળકોને પૂરવામાં આવે છે તેટલાં બાળકોને રેંટિયાની તાલીમ તેમાં ન આપી શકાય. સારે નસીબે રેંટિયો કંઇક જગ્યા તો રોકે જ છે અને તેને શ્વાસોચ્છ્વાસ નથી લેવો પડતો એટલે જગ્યા રોકતો છતો તે હવાનો બિગાડ કરવાને બદલે હવા સુધારશે અને બાળકોની માનસિક સ્થિતિ ઉપરાંત શારીરિક સ્થિતિ પણ પ્રમાણમાં હવા ઓછી ગંદી રહેવાથી સુધરશે.

૧૩. આપણા જેવા ગરીબ દેશમાં હાથ ઉદ્યોગની કેળવણી દાખલ કરવાથી બેવડો અર્થ સાધી શકાય એમ છે. આપણાં છોકરાંની કેળવણી માટે આપવી પડતી ફી તેમાંથી નિકળી શકે અને ઇચ્છાનુસાર મોટપણે રોજી કરી શકાય એવો ધંધો તેમને હાથ લાગી શકે. આવી યોજનાથી આપણાં છોકરાં સ્વાશ્રયી થવાનાં. આપણે મજુરી ધિક્કારી કહાડવાનું શીખીએ તો તેના કરતાં બીજા કશાથી પ્રજા વધારે ન બગડે.

૧૪. હાર્દિક કેળવણી વિષે ફક્ત એક જ શબ્દ કહીશ. આ કેળવણી પુસ્તકો દ્વારા આપી શકાય એમ હું નથીમાનતો; શિક્ષકના જીવંત સંસર્ગ દ્વારા જ તે આપી શકાય. પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાઓમાં પણ શિક્ષક કેવા હોય છે? તેઓ ધર્મવાન્ અને ચારિત્ર્યવાન્ હોય છે? તેમણે પોતે જ હાર્દિક કેળવણી મેળવેલી હોય છે? તેમને સોંપેલા છોકરા અને છોકરીઓમાં જે સ્થાયી ભાવ હોય છે, તેની તેઓ સંભાળ રાખશે એવું ધારી

પણ શકાય ? પ્રાથમિક નિશાળોમાં શિક્ષકો રાખવાની જે રીત છે તે ચારિત્ર્યને હાનિકારક નથી? શિક્ષકોને ગુજરાનજોગો પગાર પણ મળે છે? અને આપણે એ પણ જાણીએ છીએ કે પ્રાથમિક શાળાના શિક્ષકોની પસંદગી તેમના સ્વદેશાભિમાનને લીધે કંઈ કરવામાં આવતી નથી. જેઓને બીજો કોઈ ધંધો જડતો નથી તેઓ જ આ ધંધામાં પડે છે.

૧૫. છેવટમાં શિક્ષણના વાહન વિષે કહીશઃ—આ વિષય ઉપર મારા વિચારો એટલા જાણીતા છે કે ફરીથી તેમને દર્શાવવાની જરૂર નથી રહેતી. કેળવણીનું વાહન પરભાષા રાખવાથી મગજ ઉપર ફોગટ વૈતરું પેદા થયું છે, આપણાં છોકરાંઓના જ્ઞાનતંતુઓ ઉપર અણઘટતું દબાણ થાય છે, છોકરાઓ ગોખણપટ્ટી અને અનુકરણ કરનારા નિવડે છે, તેઓ સ્વતંત્ર કાર્ય અને વિચાર કરી શકતા નથી. અને પોતાનું શીખેલું, કુટુંબમાં અથવા તો જનસમૂહમાં સાર રૂપે આપવાને અશક્ત બને છે. પારકી ભાષા કેળવણીનું વાહન રાખવાથી આપણાં છોકરાં પોતાના જ દેશમાં ખરી રીતે પરદેશી થઈ ગયા છે; શિક્ષણની ચાલુ પ્રથા ઉપર આ એક મોટામાં મોટું સંકટ છે. પારકી ભાષાનો ઉપયોગ કેળવણીના વાહન તરીકે થતો હોવાથી આપણી દેશી ભાષાની ખીલવણી અટકી પડી છે.



# ૭. કેળવણીનું વાહન.

૧. કેળવણીના વાહનનો વિચાર કરી નિશ્ચય કરવો એ આપણું પહેલું કાર્ય છે. તેના વિના બીજા બધા પ્રયાસો લગભગ નકામા જેવા થઇ જવાનો સંભવ છે. કેળવણીના વાહનનો નિશ્ચય કર્યા વિના કેળવણી અપાયે જાય તે વગરપાયે ચણતર કરવાના પ્રયત્ન જેવો પરિણામે થાય.

૨. શિક્ષણના વાહન તરીકે દેશી ભાષાઓનો પ્રશ્ન રાષ્ટ્રીય અગત્યતાનો છે. દેશી ભાષાનો અનાદર એ રાષ્ટ્રીય આપઘાત છે. શિક્ષણના વાહન તરીકે અંગ્રેજી ભાષાને ચાલુ રાખવાની હિમાયત કરનારાઓમાંથી ઘણાઓ એમ કહેતા સંભળાય છે કે અંગ્રેજી શિક્ષણ લેનારા હિન્દુઓ જ પ્રજાકીય અને રાષ્ટ્રીય કાર્યના રક્ષકો છે. જો તેમ હોય તો તે કેવળ ભયંકર જ કહેવાય. જેટલો વખત આપણે અંગ્રેજી ભાષામાં શિક્ષણ આપવા પાછળ આપીએ છીએ તેના પ્રમાણમાં પરિણામ કંઇ જ નથી.

૩. પરભાષા મારફતે શિક્ષણ લેવામાં મગજ ઉપર જે બોજો પડે છે તે અસહ્ય છે. એ બોજો આપણાં જ બાળકો ઉંચકી શકે છતાં તેનાં પરિણામ તેઓએ વેઠ્યે જ છૂટકો. તેઓ બીજો બોજો ઉપાડવાને અસમર્થ થાય છે. આથી આપણા ગ્રેજ્યુએટ ઘણે ભાગે નિઃસત્ત્વ, નબળા, નિરુત્સાહી, રોગી અને કેવળ નકલી બને છે. શોધકશક્તિ, વિચારશક્તિ, સાહસ, ધૈર્ય, વીરતા, નિર્ભયતા વિગેરે ગુણો ક્ષીણ થઇ જાય છે. તેથી તેઓ નવી યોજનાઓ રચી શકતા નથી, રચી શકે છે તો પાર ઉતારી શકતા નથી. કેટલાક જેઓ ઉપરના ગુણો બતાવી શકે છે, તેઓ અકાળ મૃત્યુનો ભોગ થઇ પડે છે. [આવા પરિણામનું કારણ કેળવણીના વાહનની અયોગ્યતા જ છે.] આપણી ભાષા આપણું પોતાનું પ્રતિબિંબ છે, અને કદિ એમ કહેશો કે આપણી ભાષાઓ સર્વોત્તમ વિચાર પ્રગટ કરવા માટે બહુ કંગાળ છે, તો હું કહીશ કે આપણો નાશ જેમ જલ્દી થાય તેમ આપણા માટે વધારે સારૂં છે. આપણો વિશ્વાસ

આપણી ભાષાઓમાંથી ઉડી ગયો હશે, તો તે આપણા પોતાનામાં વિશ્વાસના અભાવનું ચિહ્ન છે. આપણી અધોગતિની એ ચોકખી નિશાની છે.

૪. હિન્દની રાષ્ટ્રીય ભાષા અંગ્રેજ બને, એવું સ્વપ્ન જોનાર કોઇ છે? પ્રજા ઉપર આ બોજો શા સારૂ જોઇએ? ઘડીભર વિચારી જૂઓ કે કેવી શરત આપણા બાળકોને એક અંગ્રેજ બાળક સાથે દોડવી પડે છે. તે વિષયમાં પૂનાના કેટલાક પ્રોફેસરો સાથે છૂટથી વાત કરવા મને તક મળી હતી. તેઓએ મને ખાત્રી આપી હતી કે દરેક હિન્દી યુવક, અંગ્રેજી ભાષા દ્વારા પોતાનું જ્ઞાન મેળવતો હોવાથી, પોતાનાં જીવનના ઓછામાં ઓછાં છ અમૂલ્ય વર્ષો ગૂમાવે છે. આપણી શાળાઓ અને કોલેજોમાંથી બહાર પડતા વિદ્યાર્થીઓની સંખ્યા સાથે તેને ગુણી નાખશો, તો તમને જણાશે કે પ્રજાને કેટલા હજાર વર્ષોનું નુકસાન થયું છે.

૫. દક્ષિણ આફ્રિકાની સીદી પ્રજા સાહસિક, શરીરે કદાવર અને ચારિત્ર્યવાન્ છે. જે બાળલગ્નાદિ ખામીઓ આપણામાં છે તે તેઓમાં નથી, છતાં જે સ્થિતિ આપણી છે તે તેઓની છે. તેઓમાં શિક્ષણનું વાહન ડચ છે. તેઓ પણ આપણી જેમ ડચ ઉપર તરત કાબુ મેળવે છે, અને આપણી જેમ તેઓ પણ કેળવણીને અંતે શક્તિહીન બને છે, ઘણે ભાગે માત્ર નકલ કરનારા નિવડે છે. અસલ વસ્તુ તો તેઓમાં પણ માતૃભાષાની સાથે અસ્ત થયેલી જોવામાં આવે છે. અંગ્રેજી કેળવણી પામેલા આપણે જ આ નુકસાનનું ખરૂં માપ કરવા અશક્ત છીએ. પ્રજાવર્ગ ઉપર આપણે કેટલી ઓછી અસર કરી છે તેનું માપ કહાડીએ તો કંઇક ખ્યાલ આવી શકશે. આપણા માબાપો કેટલીક વેળા આપણી કેળવણી વિષે ઉદ્ગાર કહાડે છે તે વિચારવાયોગ્ય હોય છે. આપણે બોઝ અને રોયની ઉપર મોહાંધ થઇ પડીએ છીએ. મારી ખાત્રી છે કે જો આપણે માતૃભાષા મારફતે ૫૦ વર્ષ સુધી કેળવણી લીધી હોત તો આપણામાં એટલા બોઝ અને રોય હોત કે તેમનું અસ્તિત્વ આપણને આશ્ચર્ય ન પમાડત.

૬. અત્યારે તેમની શોધો પરદેશીઓએ કરેલી શોધો જેટલી જ લોકોને અજાણી છે. વિષયમાત્રનું શિક્ષણ માતૃભાષા દ્વારા આપવામાં આવ્યું હોત તો હું એમ કહેવા હિંમત કરૂં છું કે તેનો વિકાસ આશ્ચર્યકારક રીતે થયો

હોત, ગ્રામ્યસુખાકારી અને એવા બીજા પ્રશ્નોનો નિવેડો ક્યારનો આવી ગયો હોત. ગ્રામ્યપંચાયતો અત્યારે વિશેષ રીતે જીવન્ત સંસ્થાઓ બની હોત અને હિંદ ક્યારનું અત્યારે પોતાની પરિસ્થિતિને અનુકૂળ એવું સ્વરાજ્ય ભોગવી રહ્યું હોત. ભૂલ સુધારવા માટે હજી પણ મોડું થયું નથી.

૭. માતાના ધાવણની સાથે જે સંસ્કાર મળે છે અને જે મધુર શબ્દો મળે છે તેની અને શાળાની વચ્ચે જે અનુસંધાન હોવું જોઇએ તે પરભાષા મારફતે કેળવણી લેવામાં તૂટે છે. તે તોડનારના હેતુ પવિત્ર હો, છતાં તે પ્રજાના દુશ્મન છે. આપણે તેવા શિક્ષણના ભોગ થવામાં માતૃદ્રોહ કરીએ છીએ. પરભાષાદ્વારા મળતા શિક્ષણમાં નુકસાન એટલેથી જ નથી અટક્યું. શિક્ષિતવર્ગ અને પ્રજાવર્ગ વચ્ચે અંતર પડી ગયું છે.* પ્રજાવર્ગને આપણે નથી ઓળખતા. પ્રજા આપણને નથી ઓળખતી. આપણને તો તે સાહેબલોક તરીકે ગણી કહાડે છે; આપણાથી ડરે છે; આપણો અવિશ્વાસ કરે છે. જો આ સ્થિતિ લાંબો સમય ચાલે તો શિક્ષિત–વર્ગ પ્રજાવર્ગના પ્રતિનિધિ નથી એવો લૉર્ડ કર્ઝનનો† આરોપ ખરો પડવા વખત આવે.

૮. જ્યારે માતૃભાષા મારફતે આપણે કેળવણી લેતા થઇશું, ત્યારે આપણા ઘરમાં આપણે જૂદો જ સંબંધ રાખીશું. અત્યારે આપણે સ્ત્રીઓને આપણી ખરી ભાગિયણ નથી કરી શકતા. તેઓને આપણી પ્રવૃત્તિનું ઓછું ભાન હોય છે. આપણા માબાપને આપણા ભણતરની કંઇ ખબર નથી હોતી. આપણા ધોબી, હજામ, આપણા ભંગી, આ બધાને આપણે જો આપણી ભાષા મારફતે બધું ઉંચું જ્ઞાન લેતા હોઇએ તો સહેજે કેળવણી આપીએ. વિલાયતમાં હજામત કરાવતાં હજામની સાથે

* સદ્ભાગ્યે શિક્ષિતવર્ગ મૂર્છામાંથી જાગ્રત થયો છે, અને આ અસહકારની લડતમાં પ્રજાને દોરી રહ્યો છે.

† લૉર્ડ કર્ઝન – (જન્મ ૧૮૫૯).નાની નાની પદવીઓ ભોગવતાં તે છેક ૧૮૯૯માં હિંદુસ્થાનના વાઈસરૉયની જગ્યા પર આવ્યા, વાઈસરૉય તરીકે તેણે બંગાળાના ભાગલા કર્યાથી બંગભંગની સ્વદેશી ચળવળ ચાલી અને આથી તેમણે હિન્દીઓનો વિશ્વાસ ખોયો. ૧૯૦૫ માં તે વિલાયત ગયા અને ત્યાં તે ૧૯૦૭ માં ઓક્સફર્ડ યુનિવર્સીટીના ચેન્સેલર તરીકે ચૂંટાયા. મહાન્ વિગ્રહ દરમિયાન તે પરદેશખાતાના મુખ્ય મંત્રી હતા અને હાલ વિલાયતની ઉમરાવોની સભાના નેતા છે.

આપણે રાજ્યતંત્રની વાત કરીએ છીએ. અહિં એવું આપણા કુટુંબમાં નથી કરી શકતા. તેનું કારણ આપણા કુટુંબીઓ કે હજામો અજ્ઞાન છે એ નથી. પેલા અંગ્રેજી હજામના જેટલા જ્ઞાની તો તેઓ છે જ. તેઓની સાથે આપણે મહાભારત, રામાયણ, તીર્થક્ષેત્ર વિગેરેની વાતો કરીએ છીએ, કેમકે પ્રજાકેળવણી એ દિશામાં વહે છે. પણ નિશાળોમાં લીધેલું ઘેર નથી જઇ શકતું, કેમકે આપણે અંગ્રેજી મારફતે શીખેલું આપણા કુટુંબીઓને કહી શકતા નથી.

૯. માતૃભાષાદ્વારા કેળવણી આપતાં અંગ્રેજી ભાષાના જ્ઞાનને ધક્કો પહોંચે કે નહિ એ વિચાર કરવાની આવશ્યકતા હું સ્વીકારતો નથી. એ ભાષાની ઉપર બધા કેળવાયેલા હિંદીને પ્રભુતા મેળવવાની જરૂર નથી એટલું જ નહિ, પણ એ પ્રભુતા મેળવવા ઉપર રુચિ ઉત્પન્ન કરવાની પણ જરૂર નથી એવી મારી નમ્ર માન્યતા છે.

૧૦. માતૃભાષાને કેળવણીનું વાહન કરવાનો અમલ કરવા માટે આપણે નીચેનાં પગલાં ભરવાં જોઇએઃ—

(૧) અંગ્રેજી જાણનાર ગુજરાતીએ, જાણ્યેઅજાણ્યે પણ પરસ્પર વ્યવહારમાં અંગ્રેજીનો પ્રયોગ ન કરવો.

(૨) જેને અંગ્રેજી અને ગુજરાતી બંનેનું સારૂં જ્ઞાન છે, તેણે અંગ્રેજીમાં જે સારાં ઉપયોગી પુસ્તકો કે વિચારો હોય તે પ્રજા આગળ ગુજરાતીમાં મૂકવા.

(૩) પાઠ્ય પુસ્તકો જેમ બને તેમ તૈયાર કરાવવાં.

(૪) નોકરી વિગેરેમાં પસંદગી કરતી વખતે અંગ્રેજી જાણનારની પ્રતિષ્ઠા વધારે ગણવામાં આવે છે તે પ્રથા બદલાવી જોઇએ. એકલું ગુજરાતી જાણનાર જો તેના કામ માટે બરોબર લાયક હોય, તો કોઈ જાતનો ભેદ રાખ્યા વિના પસંદગીની તક તેને મળવી જોઇએ.

૧૧. દેશની ઉન્નતિનો આધાર કેળવણીના વાહનના શુદ્ધ નિર્ણય ઉપર રહેલો છે એવો મારો અભિપ્રાય છે, તેથી મને મારી સૂચનામાં ભારે રહસ્ય માલમ પડે છે. માતૃભાષાની કિંમત વધશે, તેને રાજ્યપદ મળશે, ત્યારે તેમાં આપણે નથી કલ્પી તેવી શક્તિઓ જોવામાં આવશે.

૧૨. જો મારી પાસે એક સ્વતંત્ર રાજાની શક્તિ હોય તો આપણા છોકરા અને છોકરીઓને પરભાષાદ્વારા અપાતું શિક્ષણ હું બંધ કરું, અને નોકરીમાંથી રજા આપવાના જોખમે પણ બધા શિક્ષકો અને અધ્યાપકો પાસે હું તરત જ તે ફેરફાર દાખલ કરાવું. શાળામાં ચલાવવાનાં પુસ્તકો તૈયાર થવાની હું રાહ ન જોઉં. ફેરફાર થયા પછી પાઠ્ય પુસ્તકોનું થઇ રહેશે. આ સંકટ માટે તાત્કાલિક ઉપાયની જરૂર છે.

૧૩. પરભાષાદ્વારા અપાતી કેળવણી વિષેના મારા વિરોધમાં હું બાંધછોડ નથી કરતો, તેનું પરિણામ એ આવ્યું છે કે મારી સામે એક અઘટિત આક્ષેપ મૂકવામાં આવે છે કે હું પાશ્ચાત્ય સંસ્કૃતિનો અને અંગ્રેજી ભાષાના સાહિત્યનો દુશ્મન છું. અંગ્રેજીને આંતરરાષ્ટ્રીય વ્યવહાર અને રાજ્યનીતિની ભાષા તરીકે હું ગણું છું; અને તેથી આપણામાંના કેટલાકને માટે તેનું જ્ઞાન હોવું આવશ્યક છે. અંગ્રેજીમાં કેટલાક ઉમદામાં ઉમદા વિચાર અને સાહિત્યના ખજાના આવેલા છે; તેથી જેઓ ભાષાશાસ્ત્રમાં કુશળ હોય તેઓ તેનો કાળજીપૂર્વક અભ્યાસ કરે તો તેઓને હું જરૂર ઉત્તેજન આપું; અને તેઓ પ્રજાને માટે તે ખજાનાઓનું દેશી ભાષામાં ભાષાંતર કરે એવી હું આશા રાખું.

૧૪. આપણે એકલવાયા થવું જોઇએ અથવા તો અંતરાયો ઉભા કરવા જોઇએ એ વિચાર મારાથી જેટલો છેટે છે, તેટલો બીજો કોઇ નહિ હોય. પણ મારે માન સહિત કહેવું જોઇએ કે આપણી સંસ્કૃતિની કદર કર્યા પછી અને તેને પરિપકવ કર્યા પછી જ પારકી સંસ્કૃતિઓની કદર યોગ્ય રીતે થઇ શકે, પહેલાં નહિ. મારો ચોક્કસ મત છે કે આપણી સંસ્કૃતિમાં જેવા સમૃદ્ધ ખજાના છે એવા બીજી એકેમાં નથી. આપણે તેને જાણી શકયા નથી. તેનો અભ્યાસ વખોડતાં અને તેની કિંમત ઓછી આંકતાં આપણને શીખવવામાં આવ્યું છે. તે સંસ્કૃતિ પ્રમાણે જીવવાનું આપણે લગભગ તજી દીધું છે. વિદ્યાલયમાંથી મેળવેલી ચારિત્ર્યહીન અક્કલ સુગંધિઓ ભરી રાખેલા મડદાના જેવી દેખાવમાં મોહક છે, પરંતુ તેમાં પ્રોત્સાહક કે ઉત્કર્ષક જેવું કશું નથી. મારો ધર્મ મને મારી જ સંસ્કૃતિ ગ્રહણ કરવાનું અને તે પ્રમાણે જીવવાનું જેમ આગ્રહપૂર્વક કહે છે (અને તે પ્રમાણે ન કરવું તેમાં સામાજિક ઘાત રહેલો છે), તેમ બીજી સંસ્કૃતિઓની તે ઓછી કિંમત આંકવાની અથવા તો અવગણના કરવાની મને તે મના કરે છે.



# ૮. કેળવણીનો પ્રબંધ.



૧. સ્વરાજ્યની લાયકાત જેમ તે મેળવવાથી સિદ્ધ થાય છે, તેમ જ તે સાચવવાની શક્તિથી પણ સિદ્ધ થાય છે. બહારથી થતા હૂમલા છતાં ટકી શકાય તો જ આપણે શક્તિમાન્ કહેવાઇએ. બહારનાં જન્તુઓ ચડાઇ કરે છતાં પણ આરોગ્યવાન્ રહી શકે તેનું જ શરીર સારું ગણાય. આ લડાઇનું મધ્યબિંદુ કેળવણી છે. બીજી બાબતોમાં શહેરીઓ પોતાના હક્ક સાચવે યા ન સાચવે, પણ કેળવણીની બાબતમાં તેઓ હારે તો તદ્દન હાર્યા ગણાય; આમ થાય તો અવશ્ય એમ જ સાબિત થાય કે શહેરીઓ સ્વતંત્ર વિચાર કે કાર્ય કરતા નથી થયા. શહેરીઓની પ્રથમ ફરજ એ છે કે પોતાનાં બાળકોની કેળવણીનો કબજો પોતે પૂરેપૂરો રાખવો એટલું જ નહિ, પણ તે કેળવણીને એવા સુંદર પાયા પર મૂકવી કે કોઇ સરકારની શાળામાં જવા લલચાય જ નહિ.

૨. આ કામ કરતાં માલમ પડશે કે જેટલું કૃત્રિમ હશે તેટલું નભશે જ નહિ. શહેરીઓ ખરા અસહકારી હશે તો જ પોતાનાં છોકરાંને સરકારની શાળામાં નહિ મોકલે; તેઓને પોતાના બાળકોની કેળવણીની ગરજ હશે તો કેળવણીને સારા પાયા પર મૂકશે. શિક્ષિત લોકો કેળવણી આપવામાં મદદ કરશે. શહેરીઓ કેળવણી આપવા સારુ જગ્યા આપશે, અનેક પ્રકારની જે સગવડો જોઇએ તે કરી આપશે અને સરકારને બતાવી આપશે કે પોતાનાં બાળકોની કેળવણીને સારુ તેઓ અનેક આપભોગો આપવા તયાર છે.

૩. આ કેળવણીના પૈસાનો સવાલ અગત્યનો આવી પડે છે. મારો તો ખાસ અભિપ્રાય છે કે કેળવણી ખાતે જે કર અપાતો હોય તે ન ભરવાનો હક્ક તો શહેરીઓ જરૂર ધરાવે છે. પણ તેમ થાઓ યા ન થાઓ, મોટા શહેરના વસનારાઓને તેટલા પૈસા એકઠા કરવા ભારે ન જ પડવા જોઇએ.

જોઇતા પૈસા એકઠા કરી તેઓ પોતાની દઢતા અને એકતા પ્રગટ કરી શકશે. કેળવણીમાં આપેલો પૈસો કંઇ દાન નથી. એ પૈસો તો મૂડી રોકવાનું સારામાં સારૂં ક્ષેત્ર છે. તેમાંથી માબાપોને પૂરૂં વળતર મળે તેમ છે.

૪. જ્યાં જ્યાં નજર કરીએ છીએ, ત્યાં ત્યાં કાચા પાયા ઉપર ભારે ચણતર કરી મૂકેલું જોવામાં આવે છે. પ્રાથમિક કેળવણીને સારૂ પસંદ કરેલા શિક્ષકો વિનયની ખાતર ભલે શિક્ષક કહેવાય, પણ હકીકતમાં તેઓને એવી ઉપમા આપી 'શિક્ષક' શબ્દનો દુરુપયોગ કરીએ છીએ.

૫. જ્યાંસુધી દેશમાં વિદ્યાદાન ચારિત્ર્યવાન્ શિક્ષકોની મારફતે નહિ થાય, જ્યાંસુધી ગરીબમાં ગરીબ હિંદીને સારામાં સારી વિદ્યા પહોંચી શકે એવી સ્થિતિ નહિ હોય, જ્યાંસુધી વિદ્યા અને ધર્મનો સંપૂર્ણ સંગમ નહિ થયો હોય, જ્યાંસુધી વિદ્યાનો હિંદની પરિસ્થિતિની સાથે સંબંધ નહિ જોડાયો હોય, જ્યાંસુધી પરભાષાની મારફતે શિક્ષણ આપી બાળકો અને જુવાનોનાં મનની ઉપર અસહ્ય બોજો પડે છે તે દૂર કરવામાં નહિ આવ્યો હોય, ત્યાંસુધી પ્રજાજીવન કદિ ઉછળવાનું નથી એ નિઃશંક છે.

૬. શુદ્ધ રાષ્ટ્રીય શિક્ષણ તે તે પ્રાંતની ભાષા મારફતે અપાવું જોઇએ. શિક્ષકો ઉચ્ચ કોટિના હોવા જોઇએ. જ્યાં વિદ્યાર્થીને સ્વચ્છ હવાપાણી મળે, શાન્તિ મળે, જ્યાં મકાન અને આસપાસની જમીન આરોગ્યનો પદાર્થપાઠ આપતી હોય એવી જગ્યાએ શાળા હોવી જોઇએ અને જેમાંથી હિંદુસ્થાનનાં મુખ્ય ધંધાનું અને મુખ્ય ધર્મોનું જ્ઞાન મળી શકે એવી શિક્ષણ-પદ્ધતિ હોવી જોઇએ.

૭. વિદ્યાર્થીનો બાલ્યકાળ સર્વથી અગત્યનો છે. એ સમયે મળેલું જ્ઞાન કદિ ભૂલાતું નથી. એ જ સમયે તેને ઓછામાં ઓછી મુદત મળે છે, અને ગમેતેવી કામચલાઉ નિશાળમાં તેને ગોંધવામાં આવે છે.

૮. નિશાળની વ્યવસ્થા એવી હોવી જોઇએ કે બાળકો રખડે નહિ અને ચારિત્ર્યવાન્ શિક્ષકોની નીચે પોતાનું ચારિત્ર્ય ઘડે. હિંદુ બાળકો અને બાળાઓ સંસ્કૃત શીખે અને ગીતા ભણે. મુસલમાન બાળકો આરબી

શીખે અને કુરાન પઢે. બધાં બાળકો સુંદર મજબૂત વળદાર એકતારું સૂતર કાંતે, કોઇ વળી તે ઉપરાંત પીંજે અને વણે પણ ખરા.

૯. મારી માન્યતા છે કે કૉલેજ, હાઇસ્કુલ વિગેરેના શણગારોમાં આ ગરીબ દેશથી ન સહન થઈ શકે એવું ખર્ચ કરવાને બદલે જો પ્રાથમિક કેળવણી સૃષ્ટિસૌંદર્યનો કંઇ પણ ખ્યાલ રહ્યો હોય અને આરોગ્યની સંભાળ રહેતી હોય એવી જગ્યાએ સુશિક્ષિત, પીઢ અને નીતિમાન્ શિક્ષકો મારફત આપવામાં આવે તો થોડી મુદતમાં આપણે ઘણાં મહત્ત્વનાં પરિણામો જોઇ શકીએ.

૧૦. આવો ફેરફાર કરવા સારૂ ચાલુ શિક્ષકોના પગાર દર માસે બેવડાવ્યો હોય તોપણ હેતુ પાર પડવાનો નથી. મોટા પરિણામો એવા જુજ ફેરફારથી ન આવી શકે. પ્રાથમિક કેળવણીનું સ્વરૂપ બદલાવવું જ જોઇએ.

૧૧. હિંદુસ્થાનમાં પૈસો આપવાની શક્તિ તો ઘણી છે. પૈસાને અભાવે કોઇ પ્રગતિ નથી રોકાતી. પ્રગતિ રોકાય છે, તે તો મનુષ્યને અભાવે, અધ્યાપક અથવા મુખીને અભાવે, કે મુખી હોય તો તેના શિષ્યોને—એટલે કે સિપાઇઓને અભાવે. હું માનું છું કે જ્યાં આગેવાનો લાયક હોય, ત્યાં સિપાઇ મળી જ રહે છે. પોતાના ઓજાર ગમે તેટલાં બુઠ્ઠાં હોય, છતાં સુતાર તેની સાથે કજીઓ નહિ કરે, એ તો બુઠ્ઠામાં બુઠ્ઠાં ઓજારોને પણ પોતાના હાથમાં રમાડશે. તેમ મુખી પણ ખરેખર કારીગર હશે તો જેવી વસ્તુ મળી હશે તેવીમાંથી–દેશની માટીમાંથી–સુવર્ણ ઉત્પન્ન કરી શકશે.

૧૨. અમેરિકામાંથી આપણે થોડું જ શીખી શકીએ એવું મને ભાસ્યું છે. પણ એક વસ્તુ તો અનુકરણ કરવા જેવી છે. ત્યાંની કેળવણીની મહાન્ સંસ્થાઓ એક મોટા ટ્રસ્ટ દ્વારા ચાલે છે. તેમાં કરોડો રૂપિયાની થાપણ ધનાઢ્ય લોકોએ આપી છે. તે ટ્રસ્ટની મારફતે અનેક ખાનગી શાળાઓ નભે છે. તેમાં જેમ ધન એકઠું થયું છે તેમ શરીરસંપત્તિવાળા, સ્વદેશાભિમાની વિદ્વાન્ ગૃહસ્થો એકઠા થયા છે. તેઓ બધી સંસ્થાઓ તપાસે છે અને તેઓનું રક્ષણ કરે છે. તેઓને યોગ્ય લાગે ત્યાં બને તેટલી મદદ આપે છે. એ મદદ અમુક બંધારણ કબૂલ કરે એવી સંસ્થાઓ સહેજે મેળવી શકે છે.

આ ટ્રસ્ટ વડે ઉત્સાહી હિલચાલથી અમેરિકાના ઘરડા ખેડુતોને ખેતીની નવીન શોધોવાળું જ્ઞાન મળી શક્યું છે. આવી કંઇક યોજના ગુજરાતમાં થઇ શકે તેમ છે. ગુજરાતમાં ધન છે, વિદ્વત્તા છે, ધર્મવૃત્તિનો હજી લોપ નથી થયો. બાળકો તો વિદ્યાની વાટ જોઇ રહ્યાં છે. આવા ટ્રસ્ટની સ્થાપના તે કેળવણીના પ્રચારની સતત ચળવળ છે, અને તે કેળવણીનું વ્યાવહારિક કાર્ય છે.

૧૩. પણ એ કાર્ય થાય તો બધું થયા જેવું છે. એટલે એ સહેલું ન હોય. જેમ સરકાર તેમ જ ધનિક તેને તો સતાવીએ ત્યારે જ તે જાગ્રત થાય છે. તેને સતાવવાનું એક જ સાધન છે. તે તપશ્ચર્યા છે. તપશ્ચર્યા ધર્મનું પહેલું અને છેલ્લું પગલું છે. જ્યારે પરોપકારવૃત્તિ જ વાસ કરશે અને વિદ્વત્તા પણ તેવી જ હશે, ત્યારે લક્ષ્મી પોતાની મેળે ત્યાં આવી પડશે. ધનાઢ્ય માણસો હંમેશાં શંકાયુક્ત રહે છે. શંકાનાં કારણો હોય છે. એટલે આપણે જો લક્ષ્મીદેવીને આરાધવા માંગતા હોઇશું તો પાત્રતા સિદ્ધ કરવી પડશે.

૧૪. ઘણાં ધનની જરૂર છે છતાં તેની ઉપર ભાર દેવાની જરૂર નથી. જેને રાષ્ટ્રીય કેળવણી દેવી છે તે શીખ્યો નહિ હોય તો મજુરી કરતો શીખશે; શીખીને એક વૃક્ષની નીચે જેને વિદ્યાદાન જોઇતું હશે તેને આપશે. આ બ્રાહ્મણધર્મ છે, જેને આચરવો હોય તે આચરી શકે છે. એવા બ્રાહ્મણો ઉત્પન્ન થશે તેને લક્ષ્મી અને સત્તા બંને નમશે.

૧૫. વૈષ્ણવનાં, જૈનનાં અને સ્વામીનારાયણનાં મંદિરોમાં કરોડો રૂપિયા કાટ ખાઇ રહ્યા છે, તેમાંથી તમને થોડો ભાગ મળે તો યે તમારૂં આખું કેળવણીનું ખાતું નભે, પણ સરકાર જેમ પૈસા લૂંટાવીને ધડીના છઠ્ઠા ભાગમાં સરકારી ખાતાં ઉઘાડે છે તેમ આપણે ઉઘાડવા નથી માગતા. આપણું કામ હિંદુસ્થાનની ગરીબાઇના પ્રમાણમાં જ રહેશે. જાદુઇ આંબો ઘડીમાં ઉગાડી શકાય; પરંતુ તેનો રસ આપણે ચાખી નથી શકતા. ખરા આંબાને ઉગતાં વિશ વર્ષ લાગે છે. એટલે કોઇ તમને રાષ્ટ્રીય કેળવણીને માટે કરોડો રૂપિયા આપે તો હું કહું કે એ ફેંકી દેજો. ખાલસા કૉલેજના પ્રોફેસરોને કહેવામાં આવ્યું કે જો ગાંધી એક કરોડની ગ્રાંટ આપે તો પછી અસહકાર કરજો. પ્રોફેસરોએ કહ્યું: 'અમે સરકારના ગુલામ મટી ગાંધીના ગુલામ થવા નથી માગતા. અમે ઝુંપડે ઝુંપડે ફરીને શીખો પાસે ભિક્ષા

માગીશું.' એ જ પ્રોફેસરોએ ખાલસા કૉલેજને નોટીસ આપી દીધી હતી કે સરકારી કબ્જો નહિ નિકળી જાય તો તેઓ ફકીર બનશે અને દેશનાં બાળકોને રાષ્ટ્રીય કેળવણી આપશે. તમારામાં શ્રદ્ધા હોય તો યથાશક્તિ અને ન શરમાતાં બને તેટલું આપજો.

૧૬. [ રાષ્ટ્રીય શિક્ષણના પ્રચારની વાત મોટે ભાગે માબાપોના હાથમાં છે. ] ખરી પ્રજાકેળવણી અક્ષરજ્ઞાનમાં નથી પણ ચારિત્ર્યમાં અને હાથપગના ઉદ્યોગમાં–શરીરમહેનતમાં છે. ગુજરાતનાં માબાપને અક્ષરજ્ઞાનનો મોહ નથી મટ્યો. તેઓ હજુ અક્ષરજ્ઞાનના સ્થાનને ઓળખતાં નથી થયાં. તેઓ હજુ કબૂલ કરતાં નથી કે બાળકોને પહેલાં નીતિ શીખવવી, પછી તેઓનાં શરીર કસવાં, પછી તેઓને આજીવિકાના સાધન રૂપે કંઇક હુનર શીખવવો અને પછી તેમનાં મન ખીલવવાં, અને શણગાર તરીકે તેમને અક્ષરજ્ઞાનથી આભૂષિત કરવાં.

૧૭. જે માબાપો પોતાનાં છોકરાંને શાળાઓમાં કે આશ્રમોમાં મોકલે છે, તેઓએ કેટલીક ફરજ બજાવવાની હોય છે. તે ન બજાવે તો છોકરાંઓને, તે તે સંસ્થાઓને અને માબાપોને પોતાને નુકસાન થાય છે. જે સંસ્થામાં છોકરાંને મોકલવાં હોય તેના નિયમો જાણી લેવા જોઇએ. છોકરાંની ટેવો અને હાજતો જાણવી જોઇએ અને કરેલા નિશ્ચયનું પાલન કરવું જોઇએ. છોકરાંનો આશ્રમમાં રહેવાનો કાળ હોય ત્યારે તેમને પોતાના સ્વાર્થને અંગે ન ઉઠાડાય, ચાકરીને સારૂ ન ઉઠાડાય; પછી વિવાહમાં જવા તો કેમ જ ઉઠાડાય? એવા પ્રસંગોમાં છોકરાંઓને બોલાવાય પણ કેમ? જેમ માબાપો પોતાનાં બધાં વ્યવહારકાર્યોમાં છોકરાંઓને નથી ડોળતા તેમ જ વિવાહ ઇત્યાદિ કાર્યોમાં પણ તેમને ન ડોળે.

૧૮. બાળકોનો શિક્ષણકાળ એવો હોય છે કે તે દરમિયાન છોકરાંઓનું ધ્યાન તેમાંથી બીજા કોઇ વિષય ઉપર ખેંચવું ન જોઇએ. વળી શિક્ષણ-કાળમાં બાળકો બ્રહ્મચારી રહેવાં જોઇએ. જો તેઓને વિવાહ વિગેરે જોવાની વ્યાધિમાં નાખવામાં આવે તો વિઘ્ન આવવાનો સંભવ છે. તેથી બાળકોને તેવાં કાર્યોમાંથી ઇરાદાપુર્વક અલગ રાખવાની આવશ્યકતા છે. વળી વિવાહ એ જ આ સમયે વિપરીત વાત લાગે છે, ત્યાં જે બાળક પોતે તેનાથી દૂર રહેવા માગે તેને પણ તેમાં લલચાવવું એ તો તેની ઉપર

અત્યાચાર જ કરવા જેવું છે. આ કાળમાં જ્યારે મન નબળાં પડી ગયાં છે, લાલચોની સામે થવાની શક્તિ ક્ષીણ થઇ ગઇ છે, તે વખતે કોઇ પણ નિયમ પાળવાનો ઇરાદો કર્યો હોય, કંઇક પણ ત્યાગ કરવા ઇચ્છયું હોય, તો તે વૃત્તિને પોષવાની જરૂર છે. તેમ કરવાને બદલે જો નિયમોને આપણે જ તોડાવ્યાં કરીએ તો આપણે નબળાઇને પોષીએ. જે વિવાહપ્રસંગને વિષે કહ્યું છે એ અનેક દાખલાઓમાં લાગુ પડે છે. વિચારપૂર્વક પોતાનાં બાળકોને ઉછેરનાર માબાપ એવા અનેક પ્રસંગો શોધી શકશે કે જ્યારે બાળકોને તેઓએ આગળ વધારવાને બદલે પાછળ પાડ્યાં છે.



# ૯. શિક્ષણના વિષયો.



૧. જોકે અક્ષરજ્ઞાન વિના ઘણાં યે કાર્યો થઇ શકે છે, તોપણ અક્ષરજ્ઞાન વિના ન ચાલી શકે એ મારી દૃઢ માન્યતા છે. અક્ષર કેળવણીથી બુદ્ધિ ઘડાય છે, તીવ્ર થાય છે, અને તે વડે આપણી પરમાર્થ કરવાની શક્તિ ઘણી વધે છે. આ જ્ઞાનની કિંમત મેં કોઇ દહાડો ઓછી આંકેલી જ નથી. મેં તો માત્ર તેને યોગ્ય સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે. વળી વિદ્યા વિના લાખોને તો શુદ્ધ આત્મજ્ઞાન પણ ન મળી શકે. અનેક લખાણોમાં આપણને નિર્દોષ આનંદ લેવાનો અખૂટ ભંડાર ભર્યો છે, તે પણ વિદ્યા વિના આપણને ન મળી શકે. વિદ્યા વિનાનો માણસ પશુ સમાન છે એ અતિશયોક્તિ નથી, પણ શુદ્ધ ચિત્ર છે. એટલે જેમ પુરુષને તેમ સ્ત્રીને કેળવણી તો જોઇએ જ.

૨. હમણાં સુધીના શિક્ષણની રચના કરવામાં આપણી કૌટુંબિક વ્યવસ્થા ઉપર, તેમ જ આપણી હાજતોનો વિચાર કરવામાં નથી આવ્યો એ સ્વાભાવિક છે. આપણી કેળવણીના યોજકો આપણી વાસ્તવિક સ્થિતિથી અજ્ઞાન હતા.

૩. મૅકૉલેએ* આપણા સાહિત્યને તિરસ્કાર્યું, આપણને વહેમી ગણ્યા. યોજકોમાંના ઘણાખરાને આપણા ધર્મ વિષે ગાઢ અજ્ઞાન હતું. કેટલાકે તેને અધર્મ માન્યો. આપણા ધર્મગ્રંથો વહેમનો સંગ્રહ મનાયા. આપણી સભ્યતા ખામીવાળી લાગી. આપણે પડેલી પ્રજા હોવાથી આપણાં બંધારણોમાં ખામી ખૂબ હોવી જોઇએ એમ મનાયું. તેથી શુદ્ધભાવે ભૂલભરેલું બંધારણ રચાયું. નવી રચના કરવાની હતી, ત્યાં યોજકોને તો નજીકની

* મૅકૉલે—(૧૮૦૦–૧૮૫૯). ઇંગ્લાંડનો સમર્થ ઇતિહાસકાર અને વિદ્વાન્. હિંદુસ્થાનમાં સરકારી શાળાઓમાં હાલમાં ચાલતી કેળવણીની પદ્ધતિ તેણે દાખલ કરાવી.

જ સ્થિતિ હાથ લાગે. રાજ્યકર્તાને મદદ કરનાર વકીલો, તબીબો, મહેતાઓ જોઇશે, આપણને બધાને નવું જ્ઞાન જોઇશે. આ વિચારથી બધી રચના થઇ. એટલે આપણા સંસારનો વિચાર કર્યા વિના પુસ્તકો રચાયાં અને અંગ્રેજી કહેવતનો તરજુમો કરીએ તો "ઘોડા આગળ ગાડી" મૂકાઇ.

૪. હવે આપણે કેવી કેળવણી આપવી તે વિચારીએ. કેળવણીનો મુખ્ય હેતુ ચારિત્ર્ય હોવો જોઇએ. ધર્મ વિના આ ચારિત્ર્ય કેમ બંધાય એ મને સૂઝી શકતું નથી. આપણે अतोभ्रष्टस्ततोभ्रष्टः થઇ ગયા છીએ. હું સેંકડો શિક્ષકોને મળ્યો છું. તેમણે પોતાના અનુભવો નિઃશ્વાસ નાખી મને સંભળાવ્યા છે. જો નિશાળિયાની નીતિ ગઇ તો સર્વસ્વ ગયું સમજવું.

૫. કેળવણી એ સાધ્ય વસ્તુ નથી પણ સાધન છે; અને જે વડે આપણે ચારિત્ર્યવાન્ થઇ શકીએ તે જ કેળવણી ગણાય.

૬. એક તટસ્થ અંગ્રેજ લેખકે કહ્યું છે કે જ્યાંસુધી હિન્દુસ્થાનમાં નિશાળો અને આપણાં ઘરોની વચ્ચે અનુસંધાન નહિ હોય, ત્યાંસુધી નિશાળિયાઓ ઉભય ભ્રષ્ટ થશે. ઘરમાં માબાપો તરફથી અને આપણી આસપાસના વાતાવરણમાંથી આપણા યુવકોને એક પ્રકારનું જ્ઞાન મળે છે અને નિશાળોમાં તેનાથી વિરુદ્ધ જ્ઞાન મળે છે. નિશાળોની રહેણી ઘરની રહેણીથી ઘણી વખતે વિરુદ્ધ જોવામાં આવી છે. આપણી વાંચનમાળાઓમાં આપેલું શિક્ષણ એ પોથી માંહેલાં રીંગણા જેવું મનાય છે. એમાંનો કાંઇ પણ ભાગ આપણે આપણા ગૃહસંસારમાં દાખલ કરી શકતા નથી. આપણે શું શીખીએ છીએ તે વિષે માબાપો બેદરકાર હોય છે. ઘણું ખરું વાંચન કેવળ પરીક્ષા આપવાને સારુ ઉપાડી લીધેલું વેતરું જ છે એમ આપણે માનીએ છીએ, અને પરીક્ષા આપ્યા પછી બને તેટલી ઉતાવળથી તે ભૂલી જવા પ્રયત્ન કરીએ છીએ. આપણી ઉપર આપણે નકલ કરનારા છીએ એવો આરોપ કેટલાક અંગ્રેજોએ મૂકેલો છે તે કેવળ અર્થરહિત નથી. તેમાંના એકે તો આપણને સુધારાનો શાહીચૂસ કાગળ એવી ઉદ્ધત ઉપમા આપેલી છે. જેમ શાહીચૂસ કાગળનું કામ વધારે પડતી શાહી ચૂસી લેવાનું છે, તેમ આપણે સુધારાની અતિશયતા એટલે તેના દોષોને જ ગ્રહણ કરનારા છીએ એમ આ લેખકે માનેલું છે. એવી દશા આપણી કાંઇક અંશે થઇ છે એમ કબૂલ કરવું જોઇએ. આવી દશાના કારણનો વિચાર કરતાં મને તો એમ

લાગ્યું છે કે મુખ્ય દોષ અંગ્રેજી મારફત આપણને કેળવણી અપાય છે તેમાં છે.

૭. આપણે આપણી પોતાની ભાષાઓને ભીખારી બનાવીએ છીએ. ઘણી વખતે 'ગુજરાતી ભાષા બાપડી' એવું વાક્ય હું સાંભળું છું, ત્યારે મને ક્રોધ છૂટે છે. આ સંસ્કૃતની એક વહાલી દીકરી એ બાપડી હોય તો દોષ કંઇ ભાષાનો નથી, પણ આપણે કે જે ભાષાના વાલી છીએ તેનો છે. આપણે તેને તરછોડી જે, તેને વિસારી દીધી છે. પછી તેનામાં જે તેજ, શૌર્ય વિગેરે હોવાં જોઇએ તે ક્યાંથી હોય ? આપણા ઘરસંસાર અને આપણી વચ્ચે અંતરાય પડ્યો છે. માબાપ અને બીજા કુટુંબીઓ, આપણો સ્ત્રીવર્ગ, આપણો ચાકરવર્ગ જે બધાના પ્રસગમાં આપણે ઘણા કાળ સુધી રહેવાનું છે, તેઓને આપણી નિશાળનું શિક્ષણ એ તો ગુપ્તધન બરોબર છે. તેનો ઉપયોગ તેઓને મળે જ નહિ. જ્યાં આવી વિષમ દશા વર્તતી હોય, ત્યાં પ્રજા કોઇ પણ કાળે ન ચડી શકે એ આપણને સહેજે જણાવું જોઇએ. આપણે જો શાહીચૂસ કાગળ ન હોત તો ૫૦ વર્ષ થયાં મળતી આવેલી કેળવણીને અંતે જનસમાજમાં કોઇ નવી પ્રવૃત્તિ જોવા પામ્યા હોત. પ્રજાને આપણે ઓળખતા નથી. પ્રજા આપણા સુધરેલા ગણીને કહાડી નાખે છે. આપણે પ્રજાવર્ગને જંગલી ગણી તેનો તિરસ્કાર કરીએ છીએ.

૮. જો આપણને છેલ્લાં પચાસ વર્ષ દરમિયાન આપણી દેશીભાષાઓ મારફત શિક્ષણ આપવામાં આવ્યું હોત, તો આજે આપણી પાસે એક સ્વતંત્ર હિન્દ હોત, આપણી પાસે આપણા શિક્ષિત માણસો હોત, જેઓ પોતાની જ ભૂમિમાં વિદેશી જેવા ન રહ્યા હોત, પણ જેઓનું બોલવું પ્રજાના અંતર ઉપર અસર કરી રહ્યું હોત. તેઓ દરિદ્રમાં દરિદ્ર વચ્ચે જઇ કામ કરતા હોત, અને ગયા પચાસ વર્ષમાં તેઓએ જે કંઇ મેળવ્યું હોત તે પ્રજાને એક વારસા રૂપે નિવડયું હોત. આજે આપણી સ્ત્રીઓ પણ આપણા ઉત્તમ વિચારોમાં ભાગ લઇ શકતી નથી.

૯. મહાવિદ્યાલયમાં મળતી વિશેષ કેળવણીનો વિચાર કરવા બેસીએ છીએ, ત્યાં પણ એ જ પરિણામ જોવામાં આવે છે. ત્યાં જ્ઞાનને સારા પાયા ઉપર મુકવામાં આપણો કાળક્ષેપ થાય છે. ત્યાં આપણે આપણી ભાષા

ભૂલવાનું શરૂ કરીએ છીએ. કેટલાકને તો બાપુકી ભાષા તરફ તિરસ્કાર પણ ઉપજે છે. ઉચ્ચારમાં અશુદ્ધ અને વ્યાકરણદોષવાળું અંગ્રેજી બોલીને અરસ્પરસમાં આપણો વ્યવહાર ચલાવીએ છીએ. જૂદા જૂદા શાસ્ત્રોના પારિભાષિક શબ્દો આપણી ભાષામાં આપણે ગોઠવેલા હોતા નથી, અને અંગ્રેજી ભાષામાં આવેલા આપણે પૂરી રીતે સમજતા નથી. મહાવિદ્યાલયનો ક્રમ પૂરો કર્યા પછી આપણી બુદ્ધિ શૌર્યહીન બને છે, અને આપણા શરીર નમાલા થઇ જાય છે. દવાની શીશી આપણને આખી જીન્દગી સુધી વળગે છે. એમ છતાં પ્રજા માને છે અને આપણે પણ માનીએ છીએ કે આપણે પ્રજાનું નાક છીએ, આપણે તેના વાલી છીએ, પ્રજાનું ભવિષ્ય આપણા હાથમાં છે. મહાવિદ્યાલયમાંથી નિકળેલો ગુજરાતી યુવાનવર્ગ ગંભીર વિચાર કરીને પ્રજાનું વાલીત્વ સ્વીકારશે તો તેઓને હું બહુ સાહસિક ગણીશ. આપણી કેળવણીની પદ્ધતિનો ચિતાર જોકે મેં બહુ નિરાશાભરેલો આપેલો છે, છતાં એ નિરાશામાં પ્રૌઢ આશાનાં બીજ પણ રહેલાં છે. અંગ્રેજી ભાષા કોઇ પણ હિન્દીને ન જાણવી જોઇએ એવો આશય આ લેખનો નથી.

૧૦. મને તો લાગે છે કે આપણે આપણી બધી દેશી ભાષાઓને ઉજ્જવળ કરવી ઘટે છે. તમામ કેળવણી આપણે આપણી ભાષા મારફત લેવી જોઇએ. તે માટે જે અંગ્રેજી પુસ્તકો કામનાં છે તેના આપણે તરજુમા કરવા પડશે. પણ ગમે તેમ કરી દેશી ભાષાઓને કેળવણીનું વાહન આપણે બનાવવું જ જોઇએ.

૧૧. જેમ રશિયામાં થયું, જેમ દક્ષિણ આફ્રિકા અને જાપાનમાં થાય છે તેમ આપણે પણ કરીએ. જાપાનમાં થોડા માણસો ઉંચા પ્રકારનું અંગ્રેજી જ્ઞાન મેળવી યુરોપના સુધારામાંથી જે કાંઇ લેવા યોગ્ય હોય તે જાપાની ભાષામાં મૂકી પ્રજાને તે વસ્તુ સુલભ કરી મૂકે છે, અને પ્રજાને અંગ્રેજી ભાષાજ્ઞાન મેળવવાના વ્યર્થ પ્રયાસમાંથી બચાવી લે છે. આપણામાં હવે ઘણાને અંગ્રેજી જ્ઞાન આવ્યું છે. તેઓ ભલે વધારે, અને જેની શરીર સંપત્તિ સારી હોય, અને જેનો માનસિક ઉત્સાહ મંદ ન પડ્યો હોય તેઓ અંગ્રેજી વિગેરે ભાષામાં આવેલા પ્રજાને હિતકારક વિચારો ગુજરાતી ભાષા મારફતે ભલે જણાવે.

૧૨. દરેક કેળવાયેલા હિન્દીને સ્વભાષા, હિન્દુને સંસ્કૃત, મુસલમાનને આરબ્બી, પારસીને પરશિયનનું અને બધાને હિન્દીનું જ્ઞાન હોવું જોઇએ. કેટલાક હિન્દુએ આરબ્બી અને કેટલાક મુસલમાને તથા પારસીએ સંસ્કૃત શીખવું જોઇએ. ઘણા ઉત્તર અને પશ્ચિમ હિન્દુસ્થાનના હિન્દીએ તામિલ શીખવું જોઇએ. આખા હિન્દુસ્થાનને જોઇએ તે તો હિન્દી હોવી જોઇએ. તે ઉર્દૂ અથવા નાગરી લિપિમાં લખવાની છૂટ ઘટે છે. હિન્દુ–મુસલમાનના વિચાર ઠીક રહે, તેથી આ બન્ને લિપિ ઘણા હિન્દીએ જાણી લેવાની જરૂર છે.

૧૩. મલબારી કહી ગયા છે કે જો ઇતિહાસ ભૂગોળ શીખવવાં હોય તો પ્રથમ છોકરાને ઇતિહાસ ભૂગોલ શીખવવાં જોઇએ, મને તો યાદ છે કે મારે નશીબે ઈંગ્લાંડના 'કાઉન્ટી' (નાના પરગણાં) ગોખવાનું પહેલું આવેલું. જે વિષય ઘણો રસિક છે તે મારે સારૂ ઝેર સમાન થઇ પડ્યો હતો. ઇતિહાસમાં મને ઉત્સાહ આવે એવું કંઇ મેં જોયું ન હતું. ઇતિહાસ સ્વદેશાભિમાન શીખવવાનું સાધન હોય છે. આપણી શાળાની ઇતિહાસ શીખવવાની પદ્ધતિમાંથી મને આ દેશના વિષે અભિમાનનું કારણ નથી મળ્યું. તે શીખવા મારે બીજાં જ પુસ્તકો વાંચવાં પડ્યાં છે.

૧૪. અંકગણિત આદિ વિષયોમાં પણ દેશી રૂઢિને સ્થાન થોડું જ આપવામાં આવ્યું છે. જૂની પદ્ધતિનો લગભગ ત્યાગ થયો છે. આંક શીખવવાની દેશી પદ્ધતિ જતાં, આપણા વડવાઓમાં દાખલા ગણવાની જે ઝડપ હતી તે આપણામાં નથી રહી.

૧૫. વિજ્ઞાન શુષ્ક છે. તેના જ્ઞાનનો ઉપયોગ બાળકો કરી શકે એવું હોતું જ નથી. ખગોળ જેવાં શાસ્ત્રો બાળકોને આકાશ બતાવીને શીખવી શકાય, તે માત્ર પુસ્તકોમાંથી શીખવવામાં આવે છે. કોઇ પણ નિશાળિયાને નિશાળ છોડ્યા પછી પાણીના ટીપાનું પૃથક્કરણ કરતાં આવડતું હોય એવું હું જાણતો નથી.

૧૬. આરોગ્યનું શિક્ષણ કંઇ જ નથી એમ કહેવામાં અતિશયોક્તિ નથી. સાઠ વર્ષની કેળવણીને અંતે આપણને મરકી વિગેરે રોગોમાંથી

બચતાં આવડ્યું નથી. આપણા દાક્તરો તે રોગોને દૂર નથી કરી શક્યા એ આપણી કેળવણી ઉપર હું મોટામાં મોટો આક્ષેપ સમજું છું. આપણાં ઘરોની અંદર આરોગ્યના નિયમોએ પ્રવેશ કર્યો હોય એવો અનુભવ મેં સેંકડો ઘરો જોયા છતાં મેળવ્યો નથી. સર્પાદિ કરડે તો શું કરવું એ આપણા ગ્રેજ્યુએટો કહી શકે એ વિષે મને પૂર્ણ શંકા છે. જો આપણા દાક્તરોને નાની ઉંમરથી દાક્તરી શીખવાનો પ્રસંગ મળી શક્યો હોત તો અત્યારે તેઓની દીન સ્થિતિ વર્તે છે તે ન જ હોત. આ આપણી કેળવણીનું ભયંકર પરિણામ છે.

૧૭. હિન્દુસ્થાનમાં ઓછામાં ઓછા ૮૫ ટકા વસ્તીનો ધંધો ખેતીનો છે. ૧૦ ટકાનો ધંધો કારીગરનો છે; તેમાં મુખ્યત્વે કરીને વણાટકામ કરનારનો; અને બાકીના પાંચ ટકામાં મુસદ્દી વિગેરે છે. ૯૫ ટકાની પ્રજાએ તો પોતાના માબાપ જે ધંધો કરે છે, તે ધધા વિષે જ્ઞાન મેળવવું એ તેમની ફરજ છે. ખેતી અને વણાટકામ એ બે ધંધાનું જ્ઞાન બચપણથી જ આપણી શાળાઓમાં મળે એવી સગવડ હોવી જોઇએ. ખેતીનું અને વણાટકામ વિગેરેનું સુંદર જ્ઞાન આપી શકાય એવી સ્થિતિ લાવવાને સારૂ આપણી બધી નિશાળો ગામ અથવા શહેરોના બહુ વસ્તીવાળા ભાગમાં નહિ પણ જ્યાં મોટાં ખેતરો કરી શકાય તેવી અને કેળવણી લગભગ ખુલ્લી હવામાં લઇ શકાય તેવી જગ્યામાં હોવી જોઇએ. આવી નિશાળોમાં નિશાળિયાઓની રમતગમત તે નિશાળોના ખેતરમાં હળ ચલાવવાની હશે.

૧૮. વણાટનો ધંધો ખેડુતોને સારૂ અવકાશના સમયનો હતો અને છે. હમણાં સુધીની કેળવણી કેવળ મુસદ્દીવર્ગ પેદા કરે છે અને તેનું વલણ એવું છે કે સોની, લુહાર કે મોચી પણ જો શાળામાં સપડાયો તો તે પણ મુસદ્દી બની જાય છે. સારી કેળવણી તો સહુ લે એમ આપણે ઇચ્છવું જોઇએ, પણ આપણી કેળવણીને અંતે બધા મુસદ્દી થાય તો ?

૧૯. જો આપણે માનતા હોઇએ કે સૂતરને તાંતણે જ સ્વરાજ્ય છે, જો રેંટિયાની શક્તિ વિષે આપણને પૂરો વિશ્વાસ હોય, જો આપણે માનતા હોઇએ કે હિન્દુસ્થાનની આર્થિક ઉન્નતિ બીજી કોઇ પણ રીતે અસંભવિત છે, જો આપણે સમજતા હોઇએ કે કરોડો માણસો બીજા ધંધા વિના હંમેશાં ઓછી કમાણીને લીધે કરજાળ સ્થિતિમાં રહે છે, તો આપણે તરત સમજી

લઇએ કે આપણાં બાળકોને પ્રથમ કેળવણી કેવળ કાંતવાની જ આપીએ. તેમાંથી બે પરિણામ નિપજશે. એક તો એ કે બાળકો સ્વાશ્રયી થતાં શીખશે અને જ્યારે બાળકોને શાળામાં પણ કાંતવાનું શીખવવામાં આવશે, ત્યારે કાંતવાની પ્રવૃત્તિ તરત વ્યાપક થઈ જશે.

૨૦. કાંતવા વણવાના શિક્ષણને મુશ્કેલ તરીકે તો અત્યારે હવે કોઇ જ નહિ ગણાવે એવી મને ઉમેદ છે. આ વિષયમાં પારંગત થયેલા શિક્ષકો મળી શકે છે. કાંતવાની, પીંજવાની, પૂણી બનાવવાની ઇત્યાદિ ક્રિયાઓ બાળક પણ બેચાર દિવસમાં હાથ કરી લે એટલી સહેલી છે. વણાટમાં અનુભવ દ્વારા જ ઉત્તરોત્તર નિપુણતા અને કૌશલ્ય પ્રાપ્ત થાય છે. આ ક્રિયાઓ શીખવાની શકયતાને વિષે હું જે સહેલ અને સરળતાનો દાવો કરૂં છું તેનાથી વાંચકે ચકિત થવાનું કારણ નથી. કુદરતી અને જીવનને જરૂરી એવી બધી જ ક્રિયાઓ સાવ સહેલી અને સરળ છે. તેમાં પારંગત થવાને માત્ર અભ્યાસ અને ઉદ્યમ જોઇએ.

૨૧. છેક હતાશ થઇ ગયેલાઓને, ભિક્ષા માગીને જ પેટ ભરવાની જેમને ટેવ પડી ગયેલી છે તેવાઓને, રેંટિયો શીખવવો જરા મુશ્કેલીનું કામ છે. જો તે કામ આપણે તેઓને જ સારૂ રાખીએ અને તેને કંગાળનો ધંધો બનાવી મૂકીએ તો તે કદિ પ્રસરી નહિ શકે; પણ જ્યારે શ્રેષ્ઠ લોકો તેને ધર્મ સમજી ગ્રહણ કરશે, ત્યારે સામાન્ય લોકો તરત ઝીલી લેશે. તેથી અત્યારે બાળકોની અને મોટાની કેળવણી રેંટિયા સિવાય બીજી કંઇ જ ન હોઇ શકે એ સહેજે સમજાઇ શકે એવી વાત છે.

૨૨. તેથી આપણે જોઇ શકીએ છીએ કે આપણાં મહાવિદ્યાલયમાં, વિનયમંદિરમાં, કુમારમંદિરમાં, અધ્યાપનમંદિરમાં, પ્રત્યેક મંદિરમાં આજે તો એક જ પ્રવૃત્તિને સ્થાન હોઈ શકે. જે અક્ષરજ્ઞાન આજે આપવું જરૂરનું લાગે તે વિનોદના વખતમાં હાથને આરામ આપવાને સમયે આપી શકાય. એક અંગ્રેજી સાક્ષર પોતાનો આરામ કેવળ પ્રવૃત્તિનો પ્રકાર બદલીને મેળવી લેતો હતો. જો તે આમની સભામાંથી થાકીને નિકળે તો માખીઓ અને કીડીઓની હિલચાલોનું અવલોકન કરે, તેમાંથી થાકે તો પુસ્તકો વાંચે. આમ પોતે નિર્દોષ આનંદ અને આરામ પોતાની વિવિધ પ્રવૃત્તિઓમાંથી મેળવી શકતો હતો. આપણા વિદ્યાર્થીઓને આપણે આવી ટેવ કાં ન પાડીએ?

રેંટિયાથી થાકે ત્યારે હિંદી શીખે, તેમાંથી થાકે તો રેંટિયા પર જાય, તેમ કરવાની હિંમત ન ચાલે તો સંગીત શીખે; તેમાંથી થાકે તો વળી રેંટિયાનો વિચાર કરે. તેટલા પછી પણ રેંટિયા પર પાછું મન ન જાય તો કવાયત શીખે. વળી સાથે સાથે રેંટિયાનું ચિંતન કરે. એમ કરતાં કરતાં તેને વ્યસન પડી જશે. જો કોઈ પણ જાતના વ્યસનની પ્રજાને અત્યારે જરૂર હોય તો તે રેંટિયાની છે. દારૂ પીનારને હું રેંટિયો અકસીર ઇલાજ તરીકે સૂચવું છું. દારૂના નીશા કરતાં રેંટિયાનો કેફ કંઈ ઓછો નથી. જેને તે કેફ ચઢ્યો છે તે જ એની અસર જાણી શકે છે. તફાવત માત્ર એટલો જ છે કે એક મારે છે અને બીજો છવાડે છે.

૨૩. આપણી કેળવણીમાં ક્ષત્રિય કળાને સ્થાન નથી. મને પોતાને તે દુઃખની વાત નથી. મેં તો અનાયાસે પ્રાપ્ત થયેલું સુખ માની લીધું છે. પણ પ્રજાને હથિયાર વાપરતાં શીખવું છે. જેને શીખવું હોય તેને તે પ્રસંગ મળવો જોઇએ.

૨૪. સંગીતની અસર આપણી ઉપર બહુ થાય છે. એનો આપણને આબેહૂબ ખ્યાલ નથી રહ્યો. નહિ તો સંગીત આપણાં બાળકોને ગમે તેમ કરીને આપણે આપ્યું હોત. વેદોની રચના સંગીત ઉપર થયેલી જોવામાં આવે છે. મધુર સંગીત આત્માના તાપને શાંત કરી શકે છે. હજારો માણસોની સભામાં આપણે કેટલીક વેળા ખળભળાટ જોઇએ છીએ; તે ખળભળાટ હજારો કંઠમાંથી એકસૂરું કોઇ રાષ્ટ્રીય ગીત ચાલે તો બંધ થઇ જાય છે. શૂરાતન ચડાવવાને સારૂ હજારો બાળકો એકે અવાજે વીરરસવાળું કાવ્ય ગાઇ શકે એ જેવું તેવું નથી. ખલાસી અને બીજા મજુરો 'હરિહર' 'અલ્લાબેલી' વિગેરે ધ્વનિ એકે અવાજે કહાડે છે, અને તેથી તેઓ પોતાનું કાર્ય કરી શકે છે. એ સંગીતની શક્તિનો દાખલો છે. અંગ્રેજ મિત્રોને મેં ગાયન ગાઇ પોતાની ટાઢ સમાવતા જોયા છે. નાટકનાં ગાયનો ગમે તેમ, ગમે તેવે અવસરે, આપણાં બાળકો ગાતાં શીખે છે. બેસૂરા હારમોનિયમ, વાજાં વિગેરે ઠોકે છે, તેથી તેઓને નુકસાન થાય છે. જો સંગીતનું શુદ્ધ શિક્ષણ મળે તો નાટકનાં ગાયનો ગાવામાં અને રાગડા તાણવામાં સમય નહિ ગાળે. ગવૈયો જેમ બેસૂરું કે કવખતે નથી ગાતો, તેમ શુદ્ધ સંગીત શીખનાર મેલા સંગીતને હાથ નહિ અડાડે. પ્રજાજાગૃતિને સારૂ સંગીતને સ્થાન હોવું જોઇએ.

૨૫. ઘણા વિદ્યાર્થીઓ એમ માને છે કે શરીર માટે કંઇ અધિક પ્રયત્ન કરવો ઉચિત નથી. પણ શરીર વાસ્તે વ્યાયામ બહુ આવશ્યક છે. જે વિદ્યાર્થીઓ પાસે શરીરસંપત્તિ નથી તે શું કરી શકવાનો છે? દૂધને કાગળનાં વાસણમાં રાખ્યું રાખી શકાતું નથી, તેમ શિક્ષણ રૂપી દૂધ વિદ્યાર્થીઓના કાગળ જેવા શરીરમાંથી નિકળી જવાનો સંભવ રહે છે. શરીર આત્માનું નિવાસસ્થાન હોવાથી તીર્થક્ષેત્ર જેવું પવિત્ર છે. તેની રક્ષા કરવી જોઇએ. વહેલી સવારમાં દોઢ કલાક અને સાંજના દોઢ કલાક નિયમસર અને ઉત્સાહપૂર્વક સ્વચ્છ હવામાં ફરવાથી શરીરમાં તાકાત વધે છે અને મન પ્રસન્ન રહે છે, અને તેમ કરવામાં ગાળેલો સમય બરબાદ જતો નથી. આવા વ્યાયામથી અને આરામથી વિદ્યાર્થીની બુદ્ધિ તીવ્ર થશે, અને બધી વાત શીઘ્રતાથી તે યાદ કરી શકશે.

૨૬. વ્યાયામ શબ્દમાં રમતો ઇત્યાદિનો સમાવેશ કર્યો છે. તેમાં દેશી પદ્ધતિનો ત્યાગ થયો છે અને ટેનિસ, ક્રિકેટ અને ફૂટબૉલનું સામ્રાજ્ય સ્થપાયું છે. આ ત્રણે રમતોમાં રસ છે એમ કબૂલ કરવામાં બાધ નથી. પણ જો આપણે પાશ્ચાત્ય વસ્તુઓથી મોહાઇ ન ગયા હોત તો આપણે એટલી જ રસિક તથા ખર્ચ વિનાની રમતો, જેવી કે ગેડીદડા, મોઇદાંડીઓ, ખોખો, મગમાટલી, હુડતુતુ, ખારોપાટ, નવનાગેલીઓ, સાતતાળી વિગેરેનો ત્યાગ ન કરત. જે કસરતમાં આઠે અંગને પૂરતી તાલીમ મળે છે અને જેમાં ઘણું રહસ્ય રહ્યું છે તેનો અને કુસ્તીના અખાડાનો લગભગ લોપ થઇ ગયો છે. જો કોઇ પણ પાશ્ચાત્ય વસ્તુની નકલ કરવી યોગ્ય હોય તો 'ડ્રિલ'-કવાયતની નકલ કરવા જેવું છે એમ મને લાગે છે. એક મિત્રે ટીકા કરેલી કે આપણને ચાલતાં આવડતું જ નથી, અને એકઠા થઇને રીતસર ચાલવાની તો મુદ્દલ ખબર જ નથી. હજારો માણસો તાલબંધ ચૂપકીથી ગમે તે દિશામાં બબ્બે ચારચારની હાર બાંધી ચાલી શકે એ શક્તિ આપણામાં નથી. આવી કવાયતનો કેવળ લડાઇમાં જ ઉપયોગ છે એવું કાંઇ નથી. ઘણાં પરોપકારી કામોમાં કવાયતનો ભારે ઉપયોગ થઇ શકે છે, જેમકે આગ હોલવવામાં, ડૂબેલાને મદદ કરવામાં, માંદાને ડોળીમાં લઇ જવામાં કવાયત બહુ જ કિંમતી સાધન છે. આમ આપણી શાળાઓમાં દેશી રમતો, દેશી કસરતો અને પાશ્ચાત્ય પદ્ધતિની ડ્રિલની આવશ્યકતા છે.



# ૧૦. ગુજરાતી ભાષા.



૧. [કેટલાક ગુજરાતી ભાષાને પોતાના વિચારો પ્રકટ કરવાને માટે બહુ અપૂર્ણ સાધન માને છે, તેમને ઉદ્દેશીને હું કહું છું કે] એક વિષયમાં તો બધી ભાષાઓ અધુરી છે. માણુસની ટૂંકી સમજણમાં નહિ આવે એવી વાતો, એટલે ઇશ્વર વિષે કે અપારતા વિષે વાત કરીએ તો બધી ભાષા અધુરી છે. માણુસની બુદ્ધિને આશ્રયે ભાષા ચાલે છે; માટે જ્યારે બુદ્ધિ ટૂંકી પડે છે, ત્યારે ભાષા અધુરી હોય છે. ભાષાનો સાધારણ નિયમ એ છે કે લોકોનાં મનમાં જેવા વિચાર ભરેલા છે, તેવા જ તેમની ભાષામાં બોલાય છે. જો લોક વિવેકી તો તેમની વાચા વિવેક ભરેલી; જો લોક મૂઢ તો વાચા તેમના જેવી જ. અંગ્રેજીમાં કહેવત છે કે મૂઢ સુતાર વાંસલા વિંધણાનો વાંક કહાડે; ભાષાનો દોષ ઠરાવનાર કોઇ વેળા એવા હોય છે.

૨. ભાષાઓ તે તે લોકોના ચારિત્ર્યનું પ્રતિબિંબ છે. દક્ષિણ આફ્રિકાના સીદી લોકોની ભાષા જાણનાર તેઓના રીતરિવાજ વિગેરેનું જ્ઞાન મેળવી લે છે. ગુણકર્મ પ્રમાણે ભાષા બંધાય છે. જે ભાષામાં વીર્ય, સત્ય, દયા આદિ લક્ષણ નહિ હોય તે ભાષામાં વીર, દયાવાન્ અને સત્યવાદી પુરુષો નહિ થાય એમ આપણે બેધડકપણે કહી શકીશું. આવી ભાષામાં બીજી ભાષામાંથી વીરરસના કે દયાના શબ્દો મરડી મચડીને આણવાથી તો ભાષાનો વિસ્તાર નથી થવાનો, તે ભાષા બોલનારાઓ વીર નથી થવાના. પાણી કોઇનું દીધું નથી ચડતું, પણ પોતાનામાં હોય તો કટાઇ ગયેલું છતાં કાટનું આવરણ ઉતર્યે પ્રકાશી નિકળે છે. આપણે ઘણા કાળ સુધી દાસત્વ ભોગવ્યું છે, તેથી આપણામાં વિનયની અતિશયતા સૂચવનારા શબ્દોનો ભંડાર ઘણો વધારે જોવામાં આવે છે. અંગ્રેજી ભાષામાં નૌકાને લગતા શબ્દો છે તેટલા બીજી ભાષામાં ભાગ્યે જ હશે. કોઇ સાહસિક ગુજરાતી તેવાં પુસ્તકોનું ભાષાંતર ગુજરાતીઓ પાસે મૂકશે તેથી કંઇ

આપણી ભાષામાં વૃદ્ધિ નથી થવાની, અને આપણે નૌકાનું વિશેષ જ્ઞાન પણ મેળવવાના નથી. પણ જો આપણે વહાણુ વિગેરે બનાવતા થઇશું અને નૌકાસૈન્યની પણ રચના રચીશું તો નૌકાપરિભાષા સહજે ઉત્પન્ન થશે. આ જ વિચાર મહુંમ રેવરંડ ટેલરે* તેમનાં વ્યાકરણમાં મૂક્યો છે. તેઓ સાહેબ કહે છેઃ—

"ગુજરાતી પૂરી કે અધુરી, એ વિષે વિવાદ કોઇ વેળા સાંભળવામાં આવે છે. કહેવત છે કે यथा राजा तथा प्रजा यथा गुरुस्तथा शिष्यः, તેમ જ કહેવાય કે यथा भाषकस्तथा भाषा. જેવા બોલનારા તેવી બોલી. શામળ ભટ્[1] આદિ કવિઓ પોતાનાં મનના વિવિધ વિચાર બોલતાં ગુજરાતી અધુરી છે એવું જાણીને અટક્યા એવું જણાતું નથી; પણ નવા જૂના શબ્દની ગોઠવણીમાં પોતાનો વિવેક એવો પ્રગટાવ્યો કે તેમનું કહેલું ભાષામાં ચાલ્યું."

૩. નરસિંહ મહેતાની[2] જે ભાષા છે, જેમાં નંદશંકરે[3] પોતાનો કરણઘેલો લખ્યો, જેમાં નવલરામ[4], નર્મદાશંકર[5], મણિલાલ,[6] મલબારી વિગેરે લેખકો લખી ગયા છે, જે બોલીમાં મહુંમ રાયચંદ્ર કવિએ અમૃતવાણી સંભળાવી છે, જે ભાષાની સેવા કરી શકે એવી હિંદુ, મુસલમાન અને પારસી જાતિઓ છે, જેના બોલનારામાં પવિત્ર સાધુ થઈ ગયા છે, જે વાપરનારામાં ધનાઢ્યો છે, જેમાં પરદેશ ખેડનારા વહાણવટીઓ થઇ ગયા છે, જેમાં મૂળુ માણેક અને જોધા માણેકના શૂરાતનના પડઘા આ જ પણ બરડા ડુંગરમાં સંભળાય છે, તે ભાષાના વિસ્તારની સીમા હોય નહિ. તે ભાષા મારફતે જ ગુજરાતીઓ સંપૂર્ણ કેળવણી લઇ શકે.

૪. મધ્ય અને પૂર્વ યુરોપના યહુદીઓ દુનિયાના ઘણા ભાગોમાં ફેલાઇ ગયા છે. તેઓએ પરસ્પરના વ્યવહાર માટે એક સમાન ભાષાની જરૂર જણાવાથી યીડીશને ભાષાનો દરજ્જો આપ્યો છે. તેઓ દુનિયાનાં સાહિત્યમાં મળતા ઉત્તમ પુસ્તકોનો યીડીશમાં તરજુમો કરવામાં ફત્તેહ

---

* ખ્રિસ્તી પાદરી અને ગુજરાતી ભાષાના ઉંડા અભ્યાસી, જેમણે આધુનિક ગુજરાતી ભાષાનું એક ઉત્તમ વ્યાકરણ રચ્યું છે.

૧. ૧૬૭૫–૧૮૩૦. ૨. જન્મઃ ૧૪૧૨. ૩. નન્દશંકર તુલજાશંકર મહેતા—(૧૮૩૫–૧૯૦૫). ૪. નવલરામ લક્ષ્મીરામ ભટ—(જન્મઃ ૧૮૩૬). ૫. નર્મદાશંકર લાલશંકર કવિ—(૧૮૩૩—૧૮૮૬). ૬. મણિલાલ નભુભાઈ દ્વિવેદી—(૧૮૫૮–૧૮૯૮).

પામ્યા છે. તેઓ ઘણી પરભાષાઓ બહુ સારી રીતે જાણે છે, છતાં તેઓના આત્માને બીજી ભાષામાં શિક્ષણ મળવાથી શાંતિ ન વળી. તેમ જ પોતાનું પદ સમજી શકે તે પૂર્વે યહુદી પ્રજાએ વિદેશી ભાષા શીખવા તકલીફ ઉઠાવવી જોઇએ એવું તેઓના નાના શિક્ષિતવર્ગે ઇચ્છયું નહિ. એટલે જે એક વખતે કેવળ ભાંગીટૂટી બોલી લેખાતી હતી, પણ જે યહુદી બાળકો પોતાની મા પાસેથી શીખતા, તેને તેઓએ ખાસ પ્રયત્ન કરીને દુનિયાના ઉત્તમ વિચારોનો તેમાં તરજુમો કરીને કિંમતી કરી છે.

૫. ખરેખર આ એક અદ્‌ભુત કર્મ છે. તે કામ અત્યારની પેઢીએ જ કર્યું છે. તે ભાષાનું વેબ્સ્ટરના કોષમાં એવું લક્ષણ આપવામાં આવ્યું છે કે તે એક વિવિધ ભાષાઓથી બનેલી ભાંગીટૂટી બોલી છે, અને જૂદા જૂદા રાજ્યોમાં વસતા યહુદીઓ પરસ્પર વ્યવહાર કરવામાં તેનો ઉપયોગ કરે છે. આ પ્રમાણે હવે જો તેની માતૃભાષાનું વર્ણન કરવામાં આવે તો મધ્ય અને પૂર્વ યુરોપના યહુદીને માઠું લાગી જાય. જો આ યહુદી સાક્ષરો, એક પેઢી દરમિયાન, પોતાના જનસમૂહને એક ભાષા આપી શક્યા છે કે જેને માટે તેઓ મગરૂરી ધરાવે છે, તો ખચિત આપણી દેશી ભાષાઓ, જે પકવ ભાષાઓ છે, તેમની ખામીઓ દૂર કરવાનું કાર્ય આપણા માટે સહેલું હોવું જોઇએ.

૬. દક્ષિણ આફ્રિકા આપણને તે જ પાઠ શીખવાડે છે. ત્યાં ડચ ભાષાના અપભ્રંશ ટાલ અને અંગ્રેજી વચ્ચે હરિફાઇ ચાલતી હતી. બોર માતાઓએ અને બોર પિતાઓએ નિશ્ચય કર્યો હતો કે પોતાના બાળકો ઉપર અંગ્રેજી ભાષામાં શિક્ષણ લેવાનો બોજો તેઓ નહિ નાખવા દે. અહિં પણ અંગ્રેજી માટે જબરો પક્ષ હતો. તેના પક્ષવાદીઓ શક્તિવાળા હતા. પરંતુ બોર દેશાભિમાન પાસે અંગ્રેજીને નમવું પડયું હતું. એ જાણવા જેવું છે કે તેઓએ ઉંચી ડચનો પણ અસ્વીકાર કર્યો. શાળાના શિક્ષકો, જેઓને યુરોપની સુધરેલી ડચ ભાષા બોલવાની ટેવ પડી છે, તેઓને પણ વધારે સહેલી ટાલ ભાષા બોલવાની ફરજ પડી છે. અને દક્ષિણ આફ્રિકામાં ટાલ ભાષા જે માત્ર થોડા વર્ષો ઉપર સાદા પણ બહાદુર ગામડિયાઓ વચ્ચે વાત કરવાનું સમાન સાધન હતું, તેમાં અત્યારે ઉત્તમ પ્રકારનું સાહિત્ય ખીલી રહ્યું છે.

૭. [ પરભાષાના સેવનથી જ સ્વભાષાનો વિકાસ થાય છે એમ કાંઇ નથી, છતાં ] બંગાળી સાહિત્ય બહુ વધ્યું છે તેના કારણમાં બંગાળી લોકોનો અંગ્રેજી ભાષાપરનો કાબુ છે એમ સૂચવવવામાં આવ્યું છે. પરંતુ આ દલીલ ખોટી છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોરનું ચમત્કારી બંગાળી તેમના અંગ્રેજીને આભારી નથી. તેમની ચમત્કૃતિ તેમના સ્વભાષાભિમાનમાં છે. સ્વામીશ્રી દયાનન્દે હિન્દી ભાષાની જે સેવા કરી છે તે કાંઇ અંગ્રેજી જ્ઞાનને લીધે ન હોતી. તુકારામ અને રામદાસે મરાઠી ભાષાને દીપાવી છે, તેમાં અંગ્રેજી ભાષાનો કશો હિસ્સો નથી. પ્રેમાનન્દે[1] અને શામળ ભટે તથા છેક આધુનિક કાળમાં દલપતરામે[2] ગુજરાતી સાહિત્ય વધાર્યું તેનો યશ અંગ્રેજી ભાષા લઇ શકે તેમ નથી.

૮. ઉપરના દાખલાઓ પરથી એમ સિદ્ધ થતું જણાય છે કે માતૃભાષાના વિકાસને સારૂં અંગ્રેજી ભાષાના જ્ઞાન કરતાં માતૃભાષા ઉપરના પ્રેમની–તેની ઉપર શ્રદ્ધાની–વધારે જરૂર છે.

૯. વૈદ્યકશાસ્ત્ર, નૌકાશાસ્ત્ર કે વિદ્યુત્શાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન ગુજરાતી ભાષામાં ન આપી શકાય એવું કાંઇ જ નથી અંગ્રેજી ભાષા જાણ્યા પછી શરીરમાંના જૂદા જૂદા અવયવોનું જ્ઞાન મળી શકે અથવા તો ત્યાર પછી જ જીવતા માણસનું હાડકું વેરી શકાય, એવો કશો યે નિયમ નથી.

૧૦. ઘણાને વખતે ખબર નહિ હોય કે આપણી કચેરીની ભાષા ગુજરાતી ગણાય છે. સરકાર કાયદાઓ ગુજરાતીમાં પણ તૈયાર કરાવે છે. દરબારોમાં વંચાતા ભાષણોના તરજુમા તે જ વેળા વંચાય છે. ચલણી નોટોમાં અંગ્રેજીની સાથે ગુજરાતી વિગેરેનો ઉપયોગ જોવામાં આવે છે. માપણીદારને શીખવાનું ગણિત વિગેરે કઠિણ હોય છે પણ તે કાર્ય જો અંગ્રેજી મારફતે થતું હોત તો મહેસુલ ખાતાનું કામ બહુ ખર્ચાળ નિવડત તેથી માપણીદારને સારૂ પરિભાષા ઉત્પન્ન કરવામાં આવી છે. તેમાં લીધેલા શબ્દો આપણને સાનંદાશ્ચર્ય ઉપજાવે એવા છે. આપણામાં ભાષા પ્રતિ ખરી પ્રીતિ હોય તો આપણે જે સાધનો છે તેનો તો આજે જ ઉપયોગ કરી શકીએ.

---

૧. ૧૬૩૬–૧૧૩૪. ૨. કવિ દલપતરામ ડાહ્યાભાઈ–(૧૮૨૦–૧૮૯૮).

૧૧. વકીલો જો પોતાનું કાર્ય ગુજરાતી ભાષા મારફતે લેતા થઇ જાય તો અસીલનો ઘણો પૈસો બચે. અસીલોને કાયદાની જરૂર પડતી કેળવણી મળે અને અસીલો પોતાના હક્ક સમજતા થઇ જાય. દુભાષિયાનું ખર્ચ બચે. ભાષામાં કાયદાના શબ્દો પ્રચલિત થાય. આમાં વકીલોને થોડો સરખો પ્રયાસ કરવો પડે તેમ છે ખરૂં. તેઓના અસીલને તેથી હાનિ નહિ થય એ મારી ખાત્રી છે, મારો અનુભવ છે. ગુજરાતીમાં કરેલી દલીલનો પ્રેમભાવ ઓછો પડશે એ ભય રાખવાનું જરા યે કારણ નથી. આપણા કલેક્ટરો વિગેરેને ગુજરાતી જાણવું ફરજયાત છે, પણ આપણા અંગ્રેજી ઉપરના મિથ્યા મોહને લીધે આપણે તેઓના જ્ઞાનને કાટ ચડાવીએ છીએ. ન્યાયાધીશો હંમેશાં શિક્ષાવચન કહી સંભળાવે છે. અદાલતમાં જનારો વર્ગ તે સાંભળવા તત્પર હોય છે, પણ તેઓને ન્યાયાધીશોના છેવટના શુષ્ક હુકમ સિવાયનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. પોતાના વકીલોના ભાષણ પણ તેઓ નથી સમજી શકતા.

૧૨. અંગ્રેજી શાળામાંથી નિકળેલા તબીબોની પણ એ જ હાલત છે. તેઓ દર્દીને જોઇતું જ્ઞાન દઇ શકતા નથી. તેઓને શરીરનાં અવયવોનાં ગુજરાતી નામ તો આવડે નહિ, એટલે ઘણે ભાગે તેમને માત્ર દવાચિઠ્ઠી લખવા ઉપરાંત દર્દી સાથે લેવાદેવા હોતી નથી. એમ કહેવાય છે કે હિન્દુસ્થાનમાં શિખરો ઉપરથી ચોમાસામાં પાણીના ધોધ પડે છે, તે આપણે અવિચારને લીધે નકામા જવા દઇએ છીએ. સુવર્ણમય ખાતર આપણે લાખો રૂપિયાનું હંમેશાં પેદા કરીએ છીએ અને પરિણામે રોગો વહોરી લઇએ છીએ. તેમ જ અંગ્રેજી ભાષા ભણવાના બોજાથી કચરાઇ ગયેલા આપણે દીર્ઘદષ્ટિના અભાવે ઉપર પ્રમાણે પ્રજાને જે મળવું જોઇએ તે દઈ શકતા નથી. આ વાક્યમાં અતિશયોક્તિ નથી, પણ તે મારી તીવ્ર લાગણી દર્શાવનારૂં છે. માતૃભાષાનો જે અનાદર આપણે કર્યો છે, તેનું ભારે પ્રાયશ્ચિત્ત આપણે કરવું પડશે. તેથી પ્રજાએ ઘણું સહ્યું છે. તેમાંથી પ્રજાને છોડાવવી એ શિક્ષિતવર્ગની ફરજ છે.

૧૩. અંગ્રેજીમાંથી ભાષાંતર કરનારામાંના કોઇ એવું ધારતા દેખાય છે કે અમે તો માના દૂધની સાથે ગુજરાતી ભાષાનું જ્ઞાન ધાવ્યા, અને અંગ્રેજી શીખ્યા છીએ, માટે સાક્ષાત દ્વિભાષી બની ગયા, ગુજરાતીનો અભ્યાસ

શા વાસ્તે કરવો ! પણ પરભાષાના સંપાદનના શ્રમ કરતાં, સ્વભાષામાં પ્રવીણતા મેળવવાનો અભ્યાસ અધિક છે. શામળ આદિ ગુજરાતી કવિઓના ગ્રન્થોમાં તુકે તુકે અભ્યાસનાં પ્રમાણ દેખાય છે. મનોયત્ન કર્યા પૂર્વે ગુજરાતી કાચી દેખાય, પણ પછી ખરી પાકી જણાશે. યત્નકારી અધુરો તો તેની ભાષા પણ અધુરી; પણ જો વાપરનારના યત્ન સંપૂર્ણ, તો ગુજરાતી પણ સંપૂર્ણ. હા, શણગારેલી પણ દેખાય.

૧૪. ગુજરાતી આર્યકુળની સંસ્કૃતની પુત્રી, ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી ! તેને કોણ કદિ અધમ કહે ? પ્રભુ એને આશીર્વાદ દેજો. યુગના અંત લગી એની વાણીમાં સદ્‌વિદ્યા, સદ્‌જ્ઞાન, સદ્ધર્મનો સુબોધ હોજો. અને પ્રભુ કર્તા, માતા, શોધક એનું વખાણ સદા સુણાવજો.



# ૧૧. હિંદી ભાષા.

૧. હું કહેતો આવ્યો છું કે રાષ્ટ્રીય ભાષા એક હોવી જોઇએ, અને તે હિંદી જોઇએ. હિંદી જોઇએ એમ કહેતાં હું ઉર્દૂનો ઇન્કાર કરતો નથી. હિંદી ભાષા હું એને કહું છું કે જે ઉત્તરમાં હિંદુ તથા મુસલમાન બોલે છે અને દેવનાગરી અથવા ઉર્દૂ લિપિમાં લખે છે. જે માધુર્ય ઉત્તર હિંદના ગામડિયાની બોલીમાં મને દેખાય છે તે લખનૌના મુસલમાન ભાઇઓની બોલીમાં કે પ્રયાગજીના પંડિતોની બોલીમાં જણાતું નથી. એ જ ભાષા શ્રેષ્ઠ કહેવાય કે જે જનસમૂહ સહેલાઇથી સમજી શકે. ગામડિયાઓની બોલી બધા સમજે છે.

૨. એવી દલીલ થતી જોવામાં આવે છે કે હિંદી અને ઉર્દૂ બે નોખી ભાષા છે. આ દલીલ વાસ્તવિક નથી. ઉત્તર વિભાગમાં મુસલમાન અને હિંદુ બન્ને એક જ ભાષા બોલે છે. ભેદ શિક્ષિતવર્ગે પાડ્યો છે, એટલે કે હિંદુ શિક્ષિતવર્ગે હિંદીને કેવળ સંસ્કૃતમય કરી મૂકી છે, તેથી કેટલાક મુસલમાન તે નથી સમજી શકતા. લખનૌના શિક્ષિત મુસલમાન ભાઇઓ ફારસીમય ઉર્દૂ બોલીને તે હિંદુથી ન સમજાય તેવી કરી મૂકે છે. આ બંને પરિભાષા છે અને તેને પ્રજાવર્ગમાં ક્યાં યે સ્થાન નથી. હું ઉત્તરમાં રહ્યો છું, હિંદુ–મુસલમાન સાથે ખૂબ ભળ્યો છું, અને મારૂં હિંદી ભાષાનું જ્ઞાન ઘણું ઓછું હોવા છતાં મને તેમની સાથે વ્યવહાર રાખવામાં જરા યે અડચણ નથી આવી. જે ભાષા ઉત્તર વિભાગમાં જનસમાજ બોલે છે તેને ઉર્દૂ કહો કે હિંદી બંને એક જ છે. ઉર્દૂ લિપિમાં લખો તો તે ઉર્દૂ નામે ઓળખો, તે જ વાક્યો નાગરીમાં લખો તો હિંદી કહેવાશે.

૩. હિમાલયમાંથી નિકળતી ગંગા અનંત કાળ સુધી વહ્યા કરશે, તેમ ગામડિયાની હિંદીનું ગૌરવ રહેશે; અને જેમ નાના પહાડોમાંથી નિકળતા ઝરણાઓ સૂકાઇ જાય છે, તે જ સંસ્કૃતમય અને ફારસીમય હિંદીની દશા થશે.

૪. હિંદુ–મુસલમાન વચ્ચે જે ભેદ કરવામાં આવે છે તે કૃત્રિમ છે. તેવી જ કૃત્રિમતા હિંદી અને ઉર્દૂ ભાષાના ભેદમાં રહેલી છે. હિંદુઓની બોલીમાંથી ફારસી શબ્દોનો સર્વથા ત્યાગ કરવો, અથવા મુસલમાનોની બોલીમાંથી સંસ્કૃત શબ્દોનો સર્વથા ત્યાગ કરવો આવશ્યક નથી. એનો સ્વાભાવિક સંગમ, ગંગાયમુનાના સંગમ જેવો શોભાયમાન અને અચળ રહેશે. હિંદી અથવા ઉર્દૂ મુગલ લોકના વખતમાં પણ રાષ્ટ્રીય ભાષા બની રહી હતી.

૫. હાલ તરત મુસલમાન જરૂર ઉર્દૂ લિપિમાં લખશે, હિંદુ ઘણે ભાગે દેવનાગરીમાં લખશે. "ઘણેભાગે" શબ્દનો પ્રયોગ કરૂં છું, કેમકે હજારો હિંદુ આજ પણ પોતાનું હિંદી ઉર્દૂ લિપિમાં લખે છે, અને કેટલાક તો દેવનાગરી લિપિ જાણતા પણ નથી. છેવટે જે લિપિમાં ઝાઝી સરળતા અને જોર રહેશે તે લિપિ વધારે ભાગે લખાશે, અને તે રાષ્ટ્રીય લિપિ થશે.

૬. હું જેમ જેમ ફરનો જાઉં છું, તેમ તેમ જોઉં છું કે જો હિંદુસ્થાનની ભાષા માત્ર દેવનાગરી લિપિમાં લખાય તો પ્રજાતત્ત્વનું બહુ ભારે પોષણ થાય. લિપિ બે જ હોઇ શકે: ઉર્દૂ અને દેવનાગરી. આસામી, બંગાળી, પંજાબી, સિંધી વિગેરે ભાષાઓ જો દેવનાગરીમાં લખાતી હોય તો તે સમજતાં ઘણી જ થોડી મુશ્કેલી પડે એમાં શક નથી. તેમ થતાં આ બધી ભાષાઓના અભ્યાસીઓનો ઘણો વખત બચે અને ભાષા ઘણી સહેલી લાગે.



# ૧૨. રાષ્ટ્રીય ભાષા–અંગ્રેજી કે હિંદી?



૧. આપણે રાષ્ટ્રીય ભાષાનો વિચાર કરવો યોગ્ય છે. જો અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થવાની હોય તો અંગ્રેજીને યોગ્ય સ્થાન મળવું જોઇએ.

૨. અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થઇ શકે? કેટલાક સ્વદેશાભિમાની વિદ્વાન્ કહે છે કે અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થવી જોઇએ એવો પ્રશ્ન જ અજ્ઞાન દશાસૂચક છે; અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થઇ ચૂકી છે. આપણા નામદાર વાઇસરૉય સાહેબે (૧૯૧૭ માં) ભાષણ કર્યું છે તેમાં તેમણે માત્ર તેવી આશા બતાવી છે. તેમનો ઉત્સાહ તેમને ઉપર્યુક્ત શ્રેણીએ નથી લઇ જતો. વાઇસરૉય સાહેબ માને છે કે અંગ્રેજી ભાષા દહાડે દહાડે આ દેશમાં વિસ્તાર પામશે, આપણા કુટુંબોમાં તે પ્રવેશ કરશે, અને છેવટે રાષ્ટ્રીય ભાષાની ઉચ્ચ પદવી ભોગવશે. અત્યારે ઉપરટપકે વિચારતાં આ ખ્યાલને ટેકો મળે છે. આપણા શિક્ષિતવર્ગની દશા જોતાં અંગ્રેજી વિના આપણો કારભાર અટકી પડે એવો આભાસ આવે છે. એમ છતાં જરા ઉંડા ઉતરીશું તો માલમ પડશે કે અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા ન થઇ શકે, ન થવી જોઇએ.

૩. હવે રાષ્ટ્રીય ભાષાનાં લક્ષણોનો વિચાર કરીએઃ–

(૧) તે ભાષા અમલદાર સારૂ સહેલી હોવી જોઇએ.

(૨) તે ભાષાની મારફત, હિંદુસ્થાનનો પરસ્પર ધાર્મિક, આર્થિક અને રાજ્યપ્રકરણી વ્યવહાર શક્ય હોવો જોઇએ.

(૩) તે ભાષા હિંદુસ્થાનના ઘણા લોકો બોલતા હોવા જોઇએ.

(૪) તે ભાષા રાષ્ટ્રને સારૂ સહેલી હોવી જોઇએ.

(૫) તે ભાષાનો ખ્યાલ કરતાં ક્ષણિક કે અલ્પસ્થાયી સ્થિતિ ઉપર વજન ન મૂકાવું જોઇએ.

અંગ્રેજી ભાષામાં આમાંનું એક પણ લક્ષણ નથી.

૪. પહેલું લક્ષણ છેલ્લું મૂકવું જોઇતું હતું, પણ મેં પહેલું મૂક્યું છે, કેમકે તે લક્ષણ અંગ્રેજી ભાષામાં હોય એવો આભાસ આવે છે. વધારે વિચાર કરતાં આપણે જોઇશું કે હાલ પણ અમલદારવર્ગને સારૂ તે સહેલી ભાષા નથી. અહિંના રાજ્યબંધારણની કલ્પના એવી છે કે અંગ્રેજી વર્ગ ઓછો થશે, તે એટલે સુધી કે છેવટે વાઇસરૉય અને બીજા આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેટલા અમલદાર અંગ્રેજ રહેશે. મોટો વર્ગ આજે હિંદી જ છે, અને તે વધતો જ જશે. તે વર્ગને સારૂ હિંદુસ્થાનની ગમે તે ભાષા કરતાં અંગ્રેજી મુશ્કેલ છે એમ તો સૌ કોઇ કબૂલ કરશે.

બીજું લક્ષણ વિચારતાં આપણે જોઇએ છીએ કે અંગ્રેજી ભાષા જનસમાજ બોલતી થઇ જાય એ શક્ય ન હોય, ત્યાંસુધી આપણો ધાર્મિક વ્યવહાર અંગ્રેજીમાં નહિ જ ચાલે. એટલે દરજ્જે અંગ્રેજી ભાષા સમાજમાં પ્રસરે એ અશક્ય જણાય છે.

ત્રીજું લક્ષણ અંગ્રેજીમાં ન હોઇ શકે, કેમકે તે હિંદુસ્થાનની મોટી સંખ્યાની બોલી નથી.

ચોથું લક્ષણ પણ અંગ્રેજીમાં નથી, કેમકે આખા રાષ્ટ્રને સારૂ પ્રમાણમાં તે સહેલી નથી.

પાંચમા લક્ષણનો વિચાર કરતાં આપણે જોઇએ છીએ કે અંગ્રેજી ભાષા જે સત્તા આજે ભોગવે છે તે ક્ષણિક છે, ચિરસ્થાયી સ્થિતિ તો એ છે કે હિંદુસ્થાનમાં પ્રજાના રાષ્ટ્રીય કાર્યમાં અંગ્રેજી ભાષાની જરૂરિયાત થોડી જ પડશે.

૫. અંગ્રેજી સામ્રાજ્યના વ્યવહારમાં તેની જરૂર પડશે. તે સામ્રાજ્યના રાજ્યવ્યવહારની (ડિપ્લોમસીની) ભાષા હશે એ જૂદો પ્રશ્ન છે, તે વ્યવહારને સારૂ અંગ્રેજીની જરૂર રહેશે. આપણે ક્યાં યે અંગ્રેજી ભાષાનો દ્વેષ નથી કરતા. માત્ર તેને તેના સ્થાન બહાર જવા દેવા નથી માગતા એ જ આગ્રહ છે. અંગ્રેજીના સાહિત્યભંડારમાંથી મેં બહુ રત્નોનો ઉપયોગ કર્યો છે, અંગ્રેજી ભાષાની મારફત આપણે વિજ્ઞાન વિગેરે વિષયમાં ખૂબ જ્ઞાન મેળવ્યું છે. તેમ છતાં આ ભાષાને પોતાનું ઉચિત સ્થાન દેવું એ એક વાત છે, અને તેની મૂર્તિપૂજા કરવી એ બીજી વાત છે. સામ્રાજ્યની ભાષા તો અંગ્રેજી હશે અને તેથી આપણા માલવિયાજી, શાસ્ત્રિયાર, બૅનરજી વિગેરે

જેવાને એ ભાષા શીખવાની ફરજ પાડીશું, અને તેઓ હિંદની કીર્તિ બીજા દેશોમાં જગવશે એમ ખાત્રી રાખીશું.

૬. પણ રાષ્ટ્રની ભાષા અંગ્રેજી ન હોય. અંગ્રેજીને રાષ્ટ્રીય ભાષા બનાવવી એ એસ્પેરેન્ટો દાખલ કરવા જેવું છે. અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થાય એવી કલ્પના આપણી નિર્બળતા સૂચવે છે. એસ્પેરેન્ટોનો પ્રયાસ માત્ર અજ્ઞાન સૂચવશે. ત્યારે કઈ ભાષા પેલાં પાંચ લક્ષણોવાળી છે? હિંદી ભાષામાં એ બધાં લક્ષણો છે એમ કબૂલ કર્યા વિના ચાલશે જ નહિ. આ પાંચ લક્ષણો ધારણ કરવામાં હિન્દીની હરિફાઇ કરનારી બીજી એકે ભાષા નથી.

૭. હિંદીથી બીજી પદવી બંગાળી ભોગવે છે. છતાં બંગાળી ભાઇ પણ બંગાળ બહાર હિંદીનો ઉપયોગ કરે છે. હિંદી બોલનારો જ્યાં જાય છે, ત્યાં હિંદીનો ઉપયોગ કરે છે અને તે કોઇને આશ્ચર્યકારક નથી લાગતું. હિંદી ધર્મપ્રચારકો, ઉર્દૂ મોલવીઓ, આખા હિંદુસ્થાનમાં પોતાનાં વ્યાખ્યાનો હિંદીમાં જ આપે છે, અને અભણ પ્રજા તે સમજી લે છે. અભણ ગુજરાતી પણ ઉત્તરમાં જઇ હિંદીનો પ્રયોગ થોડો ઘણો કરી લે છે, ત્યારે ઉત્તરનો ભૈયો મુબઇના શેઠની દરવાનગી કરનો છતો ગુજરાતીમાં બોલવાનો ઇન્કાર કરે છે, અને શેઠ ભૈયાની સાથે ભાંગ્યુંતૂટયું હિંદી બોલી નાખે છે.

૮. મેં જોયું કે દ્રાવિડ પ્રાંતમાં પણ હિંદીનો ધ્વનિ સંભળાય છે. મદ્રાસમાં તો અંગ્રેજીથી વ્યવહાર ચાલે એ કહેણ બરોબર નથી. ત્યાં પણ મેં મારો વ્યવહાર હિંદીમાં ચલાવ્યો છે. સેંકડો મદ્રાસી ઉતારૂને મેં ઇતર-વર્ગ સાથે હિંદીમાં બોલતા સાંભળ્યા છે. વળી મદ્રાસના મુસલમાન ભાઇ તો બરોબર હિંદી બોલી જાણે છે. સમસ્ત હિંદુસ્થાનના મુસલમાન ઉર્દૂ બોલે છે એ અહિં ધ્યાનમાં રાખવા જેવું છે, અને તેઓની સંખ્યા બધા પ્રાંતોમાં નાની સૂની નથી. આમ હિંદીભાષા રાષ્ટ્રીયભાષા તરીકે નિર્માણ થઇ ચૂકી છે. તેને આપણે ઘણાં વર્ષો પૂર્વે રાષ્ટ્રીય ભાષા તરીકે વાપરી છે. ઉર્દૂની ઉત્પત્તિ પણ હિંદીની એ શક્તિમાં રહેલી છે.

૯. મુસલમાની બાદશાહો ફારસી કે આરબ્બીને રાષ્ટ્રીય ભાષા નહિ બનાવી શક્યા. તેમણે હિંદી વ્યાકરણ કબૂલ રાખી ઉર્દૂ લિપિ વાપરીને ફારસી શબ્દોનો વિશેષ ઉપયોગ કર્યો. પણ જનસમાજની સાથેનો વ્યવહાર

તેમનાથી પરદેશી ભાષા વડે ન થઇ શકયો. આ દશા કંઇ અંગ્રેજ રાજ્યકર્તાને અજાણી નથી. જેને લડાયક વર્ગનો અનુભવ છે તે જાણે છે કે સિપાઇ-વર્ગને સારૂ સંજ્ઞાઓ હિંદી કે ઉર્દૂમાં રાખવી પડી છે. આમ હિંદી જ રાષ્ટ્રીય ભાષા થઇ શકે એમ આપણે જોઇએ છીએ. ફક્ત મદ્રાસના શિક્ષિતવર્ગને સારૂ એ સવાલ મુશ્કેલીભર્યો છે.

૧૦. દક્ષિણી, ગુજરાતી, સિંધી, બંગાળી ભાઇઓ થોડા માસમાં હિંદી ઉપર સારો કાબુ મેળવી શકે છે. તામિલભાઇઓને તેટલું સહેલ નથી. તામિલાદિ દ્રાવિડ વિભાગની ભાષાઓ છે અને તેની રચના તથા તેનું વ્યાકરણ સંસ્કૃતથી જૂદાં જ છે. માત્ર શબ્દોની એકતા સિવાય બીજી એકતા સંસ્કૃત ભાષાઓ અને દ્રાવિડભાષાઓ વચ્ચે જોવામાં આવતી નથી, પણ આ મુશ્કલી માત્ર વર્તમાન શિક્ષિતવર્ગને સારૂ છે. તેઓના સ્વદેશાભિમાન ઉપર આધાર રાખવાનો અને વિશેષ પ્રયાસ કરી હિંદી શીખી લેવાની આશા રાખવાનો આપણને અધિકાર છે.

૧૧. ભવિષ્યને સારૂ તો દરેક મદ્રાસી નિશાળમાં હિંદી દાખલ થવાથી મદ્રાસ અને બીજા પ્રાંતો વચ્ચે વિશેષ પરિચય થશે. અંગ્રેજી ભાષા દ્રાવિડ પ્રજામાં પ્રવેશ નથી કરી શકી, પણ હિંદીને પ્રવેશ કરતાં સમય લાગે તેમ નથી.

૧૨. હિંદી ભાષા કે જે હિંદની રાષ્ટ્રભાષા થવાને નિર્માયેલી છે અને તેથી જે ભાષામાં હિંદના જૂદા જૂદા પ્રાંતોના લોકોની બનેલી કોઇ પણ સભા કે પરિષદ્ પોતાનું કામકાજ ચલાવવાને બંધાયેલી છે, તેનું અજ્ઞાન એ જ બતાવી આપે છે કે આપણી અધોગતિ કેટલી હદ સુધી પહોંચેલી છે એ અધોગતિમાંથી આપણને ઉગારીને બહાર આણનાર અસહકારની પ્રવૃત્તિની ઉત્તમતા સિદ્ધ કરવાને સારૂ આ એક જ વાત પૂરતી છે. હિંદુસ્થાનની આ મહા પ્રજાને અનેક રસ્તે એ અધોગતિએ પહોંચાડવાનું કારણ આ સરકાર બની છે અને આજ આપસમાં એક થયા વગર અને તેવા થવા પરસ્પર વચ્ચે રાષ્ટ્રીય ભાષા રૂપે વિચારવિનિમયનું એક સામાન્ય વાહન પ્રાપ્ત કર્યા વગર એ અધોગતિમાંથી ઉગરવાનો આપણે માટે બીજો રસ્તો નથી.

૧૩. મેં લાખો અંગ્રેજોને વાતચિત કરતાં સાંભળ્યા છે. તેઓ બીજી ભાષા જાણતા હોય છે, છતાં આજ સુધી મેં એ અંગ્રેજોને આપસઆપસમાં

પરભાષામાં બોલતાં સાંભળ્યા નથી. જે અત્યાચાર આપણે હિન્દમાં કરી રહ્યા છીએ, તેનું ઉદાહરણ જગતના ઇતિહાસમાં કયાંય પણ મળશે નહિ. આ ટેવમાંથી આપણે ઝટ મુક્ત થવું જોઇએ. અદાલતમાં અંગ્રેજીમાં બોલવાની ના પાડવા માટે ડૉ. કિચલુને શાબાશી ઘટે છે. કોઇ વિરલ પ્રસંગ બાદ કરતાં જરૂર અદાલતમાં આપણે આપણી સ્વભાષામાં જ પૂરાવો આપવાનો આગ્રહ રાખવો જોઇએ. જ્યારે અંગ્રેજીમાં બોલવાનું કે દલીલ કરવાની હોય છે ત્યારે આપણામાંના ભલભલા ગોથાં ખાઇ જાય છે. આપણે સહુ સ્વભાષા સિવાય બીજી ભાષામાં બોલવાની ના જ પાડીએ, તો અદાલતોમાંથી દુભાષિયાઓ ઝટ દૂર થાય અને ન્યાયાધીશોને જે પ્રાંતમાં નોકરી કરતા હોય તે પ્રાન્તની ભાષા જાણવાની જરૂર પડે. દુનિયાના બીજા કોઇ મુલકમાં, જે લોકોમાં ન્યાય કરવા પોતે બેસે, તે લોકોની ભાષા ન્યાયાધીશ ન જાણતા હોય એવું નથી.

૧૪. પરભાષામાં બોલવાનું હોઇને બહુ બાહોશ માણસોને પણ ભારે વિટંબણા પડે છે અને હાજરજવાબીમાં આપણે વખતોવખત હારી જઇએ છીએ. આપણો કેસ નબળો હોય છે અથવા આપણી આવડત ઓછી હોય છે તેથી નહિ, પણ આપણે પરભાષામાં બોલવાનું હોય છે તેથી આપણે ઘણી વાર મહાત થઇએ છીએ. ઈંગ્લાંડમાં ભારે અંગ્રેજી બોલનાર હિંદીઓ સામાન્ય કેળવણી પામેલા અંગ્રેજ કુટુંબોમાં બોલતાં અચકાયાં કરે છે અને ઘણી વેળા મશ્કરીને પાત્ર થાય છે એવો અનુભવ ઈંગ્લાંડથી આવેલા દરેક હિંદીને હોય છે. અંગ્રેજી ભાષામાં વિચાર કરવાનો હોવાથી અને બોલવાનું હોવાથી શિક્ષિતવર્ગ ઉપર ઘણો સખ્ત બોજો પડે છે. એ બોજો એટલો સખ્ત છે કે શિક્ષિતવર્ગ દુર્બળ થઇ ગયેલો છે, રોગથી પીડાઇ રહેલો છે; એમ ન્યાયમૂર્તિ રાનડેએ* કેટલાંક વર્ષ પહેલાં બતાવી આપ્યું હતું. ઘણા અકાળ મૃત્યુને શરણ થાય છે અને તેઓમાં શોધકશક્તિ ભાગ્યે જ હોય છે. આવી કરુણ દશાનો ઇલાજ વહેલો મોડો પણ આપણે લેવો જ જોઇએ. જેટલો વહેલો લેવાય તેટલો વહેલો લાભ થાય.



* ન્યાયમૂર્તિ રાનડે—(૧૮૪૨—૧૯૦૧). તેમનો જન્મ નાસિક પ્રાંતમાં થયો હતો. તેમના પિતા કોલ્હાપુરના દિવાન હતા. મુંબઇ યુનિવર્સિટીની એમ. એ. અને એલએલ. બી. ની ડીગ્રીઓ મેળવવામાં તે પ્રથમ યુવક હતા. ૧૮૯૩ માં તે હાઇકોર્ટના જજ નિમાયા હતા.

# ૧૩. અંગ્રેજી શિક્ષણનો મોહ.

૧. અંગ્રેજી ભાષા આજકાલનો વાયુ છે. મારો તેના પ્રત્યે તિરસ્કાર નથી. પણ એ ભાષા શીખવી એ જૂદી વસ્તુ છે અને તેને માદરી જબાન બનાવવી એ જૂદી વસ્તુ છે. રાજકારણી ભાષા અથવા વ્યાપારની ભાષા ઉપરાંત અંગ્રેજીનું બીજું સ્થાન નથી, પણ આપણે જો તેને પોતાની માદરી જબાન બનાવીએ તો હિંદુસ્થાનનું દુર્ભાગ્ય છે. જો આપણે તેને વળગીશું તો આપણે જડવાદના, પશ્ચિમના ગુલામ થઇ રહીશું. પ્રાચીન ઋષિમુનિઓનું ચમત્કારી શિક્ષણ ભૂલીશું.

૨. એમ કહેવામાં આવ્યું છે કે દલીલો ગમેતેવી હોય, છતાં "અંગ્રેજી ખાતર બીજા વિષયોએ જરા પણ સહન કરવું પડે એ દુઃખદ સ્થિતિ છે. અંગ્રેજી ઉપર કાબુ મેળવવાની જ ક્રિયામાં આપણું ઘણું માનસિક બળ ખપી જાય એ બહુ અનિષ્ટ છે, પણ અંગ્રેજી પરત્વે આપણી જે સ્થિતિ છે એ ધ્યાનમાં લેતાં આ પરિણામ સહન કરીને જ માર્ગ કહાડ્યા વિના છૂટકો નથી એવી મારી અલ્પ મતિ છે." આ ઉદ્ગાર જેવા તેવા લેખકના નથી. એ વચન ગુજરાતના સાક્ષરોમાં પહેલી પંક્તિએ બિરાજનારના છે, સ્વભાષાપ્રેમીના છે. મારૂં કહેવું એટલું જ છે કે અંગ્રેજી પરત્વે આપણી પરિસ્થિતિ ઉપર જોઇએ તે કરતાં વધારે વજન આપણે દઇએ છીએ. અંગ્રેજી ભાષાના શિક્ષણને મિથ્યા માન આપતાં શીખ્યા છીએ.

૩. પરંતુ તેમ કહેવામાં મારો આશય એ નથી કે કોઇ પણ હિંદીએ અંગ્રેજી ભાષા ન જાણવી. કેટલાક હિંદીઓએ અંગ્રેજી શીખવું જોઇશે. બધી બાજુએથી વિચાર કરતાં એ વર્ગને અંગ્રેજીની જરૂર જણાય છે.

૪. જેઓમાં ભાષા શીખવાની શક્તિ વિશેષ છે, જેઓને વખત છે, અને જેઓ અંગ્રેજી સાહિત્યમાંથી શોધખોળ કરી તેનાં પરિણામ પ્રજાની પાસે મૂકવા ઇચ્છે છે, અથવા રાજ્યકર્તાની સાથેના સંબંધમાં તેનો ઉપયોગ

કરવા ઇચ્છે છે તેવા સ્વદેશાભિમાની અને જેઓ અંગ્રેજી જ્ઞાનનો ધન સંપાદન ખાતર ઉપયોગ કરવા ઇચ્છે છે તેવા વ્યાપારી લોકોને અંગ્રેજીને મરજ્યાત વિષય ગણી તે ભાષાનું સારામાં સારૂં જ્ઞાન આપવામાં કંઇ બાધ નથી એટલું જ નહિ, પણ તેવી સગવડ કરવી એ જરૂરનું છે. આ ક્રમમાં કેળવણીનું વાહન માતૃભાષા જ રહેશે. કેટલાક અધ્યાપકોને ભય છે કે જો આપણે અંગ્રેજી મારફતે બધું શિક્ષણ નહિ લઇએ પણ તેને એક પરભાષા તરીકે શીખીશું તો જેવું ફારસી, સંસ્કૃત વિગેરેનું થાય છે તેવું અંગ્રેજીનું થશે. મારે માનપૂર્વક કહેવું જોઇએ કે આ વિચારમાં કંઇક ખામી છે. ઘણા અંગ્રેજો પોતાની કેળવણી અંગ્રેજીમાં મેળવ્યા છતાં ફ્રેંચ વિગેરેનું ઉંચું જ્ઞાન ધરાવે છે અને તેનો પોતાનાં કાર્યમાં પૂરતો ઉપયોગ કરી શકે છે.

૫. હિન્દુસ્થાનમાં એવા હિન્દી પડ્યા છે, જેઓએ શિક્ષણ અંગ્રેજી મારફતે લીધું છે, છતાં ફ્રેંચ ઇત્યાદિ ઉપર તેમનો કાબુ જેવો તેવો નથી. હકીકત એવી છે કે જ્યારે અંગ્રેજી પોતાને સ્થાને જશે અને માતૃભાષાને તેમનું પદ મળશે, ત્યારે આપણા મન જે અત્યારે રૂંધાઇ રહ્યા છે તે કેદખાનામાંથી છૂટશે, અને કેળવાયેલાં, ખેડાયેલાં, છતાં તાજાં રહેલાં મગજને અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવાનો બોજો ભારે નહિ લાગે. અને મારી માન્યતા તો એવી પણ છે કે તે પ્રસંગે શીખાયેલું અંગ્રેજી આપણા આજના અંગ્રેજી કરતાં વધારે શોભીતું હશે અને બુદ્ધિ તીવ્ર હોવાથી તેનો વધારે સારો ઉપયોગ થઇ શકશે.

૬. અત્યારે તો આપણામાં બુદ્ધિભેદ ઉત્પન્ન થયો છે. આપણે જનસમૂહથી છૂટા પડી ગયા છીએ, રાષ્ટ્રના ઉત્તમ મગજો પાંજરામાં પૂરાઇ ગયાં છે, અને જે નવા વિચારો આપણે પ્રાપ્ત કર્યાં છે તેનો લાભ જનસમૂહને મળ્યો નથી.

૭. આ છેલ્લા સાઠ વર્ષ થયા, આપણે વસ્તુતત્ત્વ ગ્રહણ કરવાને બદલે અપરિચિત શબ્દો અને તેના ઉચ્ચારો ગોખવામાં રોકાયેલા છીએ. આપણા માતાપિતા પાસેથી મળેલા શિક્ષણના પાયા ઉપર ચણતર કરવાને બદલે, આપણે તેને લગભગ બધું વિસરી જઇએ છીએ. ઇતિહાસમાં આના જેવું બીજું એક દૃષ્ટાંત નથી. આ એક રાષ્ટ્રીય આફત છે માટે આપણે આપણી દેશી ભાષાઓ તરફ પાછા ફરવું, આપણા સર્વે પ્રાંતિક સમારંભો આપણી

પોતપોતાની ભાષાઓમાં ચલાવવા અને રાષ્ટ્રીય સમારંભો હિંદીમાં ચલાવવા. આપણા અંગ્રેજી મિત્રો માટે પણ અંગ્રેજીમાં બોલવાની જરૂર હોવી ન જોઇએ. દરેક અંગ્રેજી સનદી અને લશ્કરી અમલદારને હિંદી જાણવી પડે છે. ઘણા ખરા અંગ્રેજ વેપારીઓ તે શીખે છે, કારણકે પોતાના વેપાર માટે તેઓને તેની જરૂર પડે છે.

૮. પકવ વિચારકોની આ પ્રાચીન ભૂમિમાં આપણમાંથી ટાગોર કે બોઝ કે રાય નિકળે તેથી આપણે આશ્ચર્ય પામવું ન જોઇએ. છતાં દુઃખદ બીના તો એ છે કે તેવા તો બહુ જ થોડા છે. મારી એવી માન્યતા છે કે આજ સુધીની આપણી શિક્ષણપદ્ધતિમાં રહેલા અગત્યના દોષને લઇને આપણી બધી રાષ્ટ્રીય પ્રવૃત્તિઓને બહુ સોસવું પડયું છે.

૯. આપણે રાષ્ટ્રના જીવનનાં કિંમતી વર્ષો નાહક અંગ્રેજી ભાષા ભણવા પાછળ બરબાદ કર્યાં છે, જે ભાષાના જ્ઞાનની આપણી સ્વતંત્રતા મેળવવાના કામમાં આપણને છાંટાભાર જરૂર નથી. એ બધાં વર્ષો આપણે શેક્સપિયર અને મિલ્ટનમાંથી સ્વતંત્રતાને ઓળખતાં શીખવામાં, મિલના પુસ્તકોમાંથી સ્ફૂર્તિ મેળવવામાં વીતાવ્યાં—જે આપણે ઘરમાં બેસીને પણ શીખી શકતા હતા. આમ આપણે પ્રજાવર્ગથી નોખા પડી આપણી જૂદી જાત બનાવી બેઠા છીએ. આપણે પશ્ચિમના પૂજારી બન્યા છીએ.

૧૦. આપણે છેલ્લાં ૫૫ વર્ષ કેળવણી લીધા છતાં તે કેળવણીનો ઉપયોગ જનસમાજમાં ભળવામાં કરતાં શીખ્યા નથી. ઉંચી પાટે બેસીને તેઓ ન સમજી શકે એવી ભાષામાં માત્ર ડહાપણ ડોળ્યાં કીધાં છે. [ તેથી અંગ્રેજી ભણેલા અને ન ભણેલા વર્ગ વચ્ચે એટલું બધું અંતર પડી ગયું છે કે ] આજે આપણે જોઇએ છીએ કે મોટા જનસમૂહોને અને મેળાવડાઓને આપણે વ્યવસ્થા જાળવીને હાથ નથી રાખી શકતા. વ્યવસ્થા અને તાલીમ તો સફળતાનો પ્રાણ છે. [ તે જ્યાંસુધી આપણા હાથમાં ન આવે, ત્યાંસુધી આપણે એક બીજાને મદદ રૂપ ન થઇ પડીએ એ ખુલ્લું છે. ]

૧૧. મદ્રાસમાં અંગ્રેજી ભાષાનો પ્રભાવ એટલો બધો પડ્યો છે કે અંગ્રેજી જાણનાર મદ્રાસી તામિલની થોડી જ દરકાર કરે છે. બંગાળીઓને અંગ્રેજી પર ભારે મોહ છે, પણ બંગાળીઓએ બંગાળી ભાષાનો ત્યાગ નથી

કર્યો. તેમણે પણ બંગાળી ભાષાને ખૂબ ખેડી છે, અને અત્યારે જે સાહિત્ય બંગાળીમાં છે તે ભાગ્યે જ હિંદુસ્થાનની બીજી કોઇ ભાષામાં હશે, અથવા છે તો તે ઉર્દૂમાં છે. મદ્રાસે તો તામિલ ભાષાને પડતી જ મેલી છે. પરિણામ એ આવ્યું છે કે તામિલ ભાષાની ઉન્નતિ ઓછી થઇ છે એટલું જ નહિ, પણ અંગ્રેજી જાણનાર મદ્રાસીઓ અને કેવળ તામિલ જાણનાર મદ્રાસીઓના વર્ગ વચ્ચે ઘણું મોટું અંતર પડી ગયું છે.

૧૨. પણ જ્યાં આમ હોય છે ત્યાં અંધકાર દૂર થાય ત્યારે અજવાળું થતાં વાર નથી લાગતી. સામાન્યવર્ગને પોતાનામાં રહેલા અંધકારની ખાત્રી થઇ એટલે તે પોતાની મેળે જ એક ક્ષણમાં જતો રહેવાનો.

૧૩. ત્યારે અંગ્રેજી કેળવણીનો ઉપયોગ સ્વરાજ્યને સારૂ ગણાય કે નહિ ? તેનો જવાબ હા અને ના છે. કરોડો માણસોને અંગ્રેજી કેળવણી દેવી એ તેને ગુલામીમાં નાખવા બરોબર છે, મૅકૉલેએ જે પાયો રચ્યો તે ખરૂં જોતાં ગુલામીનો પાયો હતો. તેણે એવું સમજીને પોતાનો લેખ ઘડ્યો એમ હું નથી સમજાવતો, પણ તેના કાર્યનું એ જ પરિણામ આવ્યું છે. આપણે સ્વરાજ્યની વાત પરભાષામાં કરીએ છીએ એ કવી કંગાળિયત ?

૧૪. જે કેળવણી અંગ્રેજોનો ઉતાર છે તે આપણો શણગાર બને છે એ જાણવા જેવું છે. તેઓમાં જ વિદ્વાનો બોલ્યા કરે છે કે આ સારૂં નથી, તે સારૂં નથી. કેળવણીના ધોરણો ફર્યા જ કરે છે, આપણે તો તેઓ જે ભૂલી ગયા જેવા હોય તેને પણ અજ્ઞાનપણે વળગી રહીએ છીએ. તેઓમાં સહુ સહુની ભાષા વધારવાને મહેનત થાય છે. વેલ્સ એ એક ઈંગ્લાંડનું પરગણું, તેની ભાષા ધૂળ જેવી ગણાય, તેનો જીર્ણોદ્ધાર હવે થઇ રહ્યો છે. વેલ્સના છોકરાની પાસે વેલ્સ બોલાવવું એવો પ્રયાસ ચાલે છે, તેમાં ઈંગ્લાંડનો ખજાનચી લૉઇડ જ્યૉર્જ મુખ્ય ભાગ લે છે. ત્યારે આપણી દશા કેવી છે ? આપણે એક બીજાને કાગળ લખીએ તે ભૂલભરેલા અંગ્રેજીમાં. આવા ખોડવાળા અંગ્રેજીમાંથી સાધારણ એમ. એ. મુક્ત નથી. આપણું સરસમાં સરસ વિચાર બનાવવાનું વાહન તે અંગ્રેજી. આપણી મહાસભા તે અંગ્રેજીમાં ચાલે. આપણા સરસ છાપાં તે અંગ્રેજીમાં. જો આવું લાંબી મુદ્દત ચાલશે તો આપણી પછીની પ્રજા આપણો તિરસ્કાર કરશે, અને તેમનો શાપ આપણા આત્માને લાગશે એમ મારૂં માનવું છે.

૧૫. તમારે સમજવા જેવું છે કે અંગ્રેજી કેળવણી લઇને આપણે પ્રજાને ગુલામ બનાવી છે. અંગ્રેજી કેળવણીથી દંભ, રાગ, જૂલમ વિગેરે વધ્યાં. અંગ્રેજી ભણેલાએ લોકોને ધૂતવામાં તેઓને ત્રાસ આપવામાં મણા નથી રાખી. હવે તેઓને સારૂ જો આપણે કાંઇક કરીએ છીએ તો તે આપણે કરેલા કરજનો કટકો વાળીએ છીએ.

૧૬. એ કાંઇ થોડી જૂલમની વાત છે કે પોતાના દેશમાં મારે ઇન્સાફ મેળવવો હોય તો મારે અંગ્રેજી ભાષા વાપરવી પડે? હું જ્યારે બેરીસ્ટર થાઉં, ત્યારે મારાથી સ્વભાષામાં બોલાય નહિ? મારી પાસે બીજા માણસે તરજુમો કરવો જોઇએ. આ કંઇ થોડો દંભ? આ ગુલામીની સીમા નથી તો શું છે? તેમાં હું અંગ્રેજનો દોષ કહાડું કે મારો પોતાનો? હિંદુસ્થાનને ગુલામ બનાવનાર તો આપણે અંગ્રેજી જાણનાર છીએ. પ્રજાની હાય અંગ્રેજોની ઉપર નથી પડવાની પણ આપણી ઉપર પડવાની છે.

૧૭. પણ મેં તમને કહ્યું કે મારો જવાબ હા અને નાનો છે. હા કેમ તે સમજાવી ગયો.

૧૮. ના કેમ તે હવે કહું છું. આપણે દર્દમાં એવા ઘેરાઇ ગયા છીએ કે અંગ્રેજી કેળવણી લીધા વિના ચાલે એવો સમય રહ્યો નથી. જેણે તે કેળવણી લીધી છે તે તેનો સદ્‌ઉપયોગ કરે. પોતે તેનો ઉપયોગ જરૂર જણાય ત્યાં કરે. અંગ્રેજોની સાથે વ્યવહારમાં, બીજા હિંદી જેની ભાષા આપણે ન સમજીએ તેને સારૂ અને અંગ્રેજો પોતે પોતાના સુધારાથી કેવા કાયર થયા છે તે જાણવા સારૂ જેઓ અંગ્રેજી ભણ્યા છે તેણે તેનો ઉપયોગ કરવો. પ્રથમ નીતિ શીખવવી, સ્વભાષા શીખવવી, અને હિંદની બીજી ભાષાઓ શીખવવી. પ્રજા જ્યારે પાકી ઉંમરે પહોંચે ત્યારે ભલે અંગ્રેજી કેળવણી લે. પણ તે માત્ર તેનું છેદન કરવાના ઇરાદાથી, તેમાંથી પૈસા પ્રાપ્ત કરવાના ઇરાદાથી નહિ. આમ કરતાં પણ આપણે વિચારવું પડશે કે અંગ્રેજી શું શીખવું અને શું ન શીખવું—કયા શાસ્ત્રોનો અભ્યાસ કરવો તે વિચારવું પડશે. સહજ ખ્યાલ કરતાં જણાઇ રહેશે કે જો અંગ્રેજી ડીગ્રી વિગેરે લેતાં આપણે બંધ થઇ જઇએ તો અંગ્રેજી રાજ્યાધિકારી ચમકશે.

૧૯. હિંદુસ્થાનને મૂળ દિશા ઉપર લાવવામાં આપણે મૂળ દિશામાં આવવું રહ્યું. બાકી કરોડો તો મૂળ દિશામાં છે, તેમાં સુધારા બગાડા વધાર

કાળાનુક્રમે થયા જ કરશે. પશ્ચિમના સુધારાને હાંકી કહાડવો એ જ પ્રયત્ન કરવો રહ્યો છે. બીજું એની મેળે આવી રહેશે.

૨૦. મારે હિન્દની સેવા કરવી છે તો હું અંગ્રેજી ભાષામાં જ મારો આત્મા કેમ ન રેડું એવો પ્રશ્ન કોઇ ઉઠાવે તો હું કહેવા ઇચ્છું છું કે જન્મ અને કર્મથી ગુજરાતી હોઇ હું ગુજરાતના જીવનમાં ઓતપ્રોત થઈ જાઉં તો જ હું હિન્દની શુદ્ધ સેવા કરી શકું. વેપારની દૃષ્ટિએ પણ મારી શક્તિનો સારામાં સારો ઉપયોગ હું ગુજરાતને મારૂં મુખ્ય ક્ષેત્ર ગણીને જ આપી શકું. વળી અંગ્રેજી ભાષાની મારફતે હું મારો સન્દેશો કોને આપું? અંગ્રેજીનો મોહ મિથ્યા છે. આપણા અભ્યાસક્રમમાં કે જીવનમાં ક્યાં યે અંગ્રેજીને સ્થાન નથી એમ કહેવાનો આશય નથી. અંગ્રેજી ભાષાનો વ્યાપાર અત્યારે અસ્થાને થાય છે એટલું જ કહેવાનો આગ્રહ છે.



# ૧૪. સ્ત્રીઓને અંગ્રેજી કેળવણી.



૧. સ્ત્રીઓને અંગ્રેજી કેળવણીની જરૂર છે કે નહિ એ વિષે બે બોલ કહેવાની જરૂર છે. મને તો લાગ્યું છે કે આપણા સાધારણ ક્રમમાં સ્ત્રી અથવા પુરુષ બેમાંથી એકેને સારૂ અંગ્રેજી આવશ્યક નથી. કમાણીને અર્થે અને રાજ્યપ્રકરણી પ્રવૃત્તિને સારૂ જ પુરુષોને અંગ્રેજી ભાષાના જ્ઞાનની જરૂર હોઇ શકે. સ્ત્રીની નોકરીઓ શોધવાની કે વેપાર કરવાની ઉપાધિ વિષે હું માનતો નથી, એટલે અંગ્રેજી ભાષાનું જ્ઞાન થોડી સ્ત્રીઓ જ લેશે. જેને લેવું હશે તે પુરુષોને સારૂ સ્થપાયેલી શાળામાં લઇ શકશે.

૨. સ્ત્રીઓને સારૂ સ્થપાયેલી શાળામાં અંગ્રેજી દાખલ કરવું એ આપણી પરાધીનતા લંબાવવાનું કારણ થઇ પડશે. અંગ્રેજી ભાષામાં રહેલો ભારે ખજાનો જેમ પુરુષોને તેમ સ્ત્રીઓને મળવો જોઇએ એ વાક્ય મેં ઘણે મુખેથી સાંભળ્યું છે અને ઘણે ઠેકાણે વાંચ્યું છે. હું નમ્રતાપૂર્વક કહીશ કે આમાં કાંઇક ભૂલ થાય છે. પુરુષોને અંગ્રેજી ખજાનો આપવો અને સ્ત્રીઓને નહિ એવું તો કોઇ કહેતું નથી.

૩. જેને સાહિત્યનો શોખ છે, તે આખી દુનિયાનું સાહિત્ય સમજવાની ઇચ્છા કરશે તો તેને રોકી રાખનાર કોઇ આ જગતમાં નથી, પણ જનસમાજની હાજતો સમજીને જયાં કેળવણીક્રમ ઘડાયલો હોય, ત્યાં ઉપર જણાવ્યા એવા સાહિત્યપ્રેમીને સારૂ યોજના ન ઘડી શકાય. એવાને સારૂ આપણા ઉન્નતિકાળમાં જૂદી જૂદી સ્વતંત્ર સંસ્થાઓ જેમ યુરોપમાં છે તેમ હશે. સુવ્યવસ્થિત ક્રમમાં જ્યારે ઘણા સ્ત્રીપુરુષો કેળવણી લેતાં થઇ જશે, અને કેળવણી નહિ પામેલા અપવાદ રૂપે ગણાશે, ત્યારે બીજી ભાષાના સાહિત્યના રસનો સ્વાદ આપનારા આપણી ભાષાના લેખકો જથ્થાબંધ નિકળી આવશે.

૪. જો આપણે સાહિત્યરસ હંમેશાં અંગ્રેજી ભાષામાંથી જ લેતા રહીશું, તો આપણી ભાષા હંમેશાં નમાલી જ રહેશે, એટલે કે આપણે હંમેશાં નમાલાની પ્રજા રહીશું. પરભાષાનાં સાહિત્યમાંથી જ આનંદ ખેંચવાની આદત એ જો ઉપમાને સારૂ મને માફ કરી શકાય તો મારે કહેવું જોઇએ કે ચોરીના માલમાંથી આનંદ લેવાની ચોરની આદતના જેવી છે.

૫. અંગ્રેજી વિદ્યા અંગ્રેજોની છે એટલા જ કારણસર હું તેનો વિરોધ ન કરી શકું. હિંદી સ્ત્રીઓની ઇચ્છા સંકુચિત થાય એવી ઇચ્છા પણ મારા હૃદયને સ્પર્શી ન શકે.

૬. સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા આપવા માટે હું મારી આખી જિંદગી લડતો આવ્યો છું. [કોઇ પણ તેમના હાનિકારક બંધનમાં મારો હિસ્સો કદિ ન હોય એની મને ખાત્રી છે. ]

૭. અંગ્રેજી ઉપરનો ખોટો મોહ આપણે તજીએ, અને આપણી અથવા તો આપણી ભાષાની શક્તિ વિષેનો આપણો અવિશ્વાસ છોડીએ તો કાર્ય મુશ્કેલ નથી. સ્ત્રી અથવા પુરુષે અંગ્રેજી ભાષા શીખવામાં પોતાનો કાળ નહિ ગાળવો એ વચન તેમનો આનંદ ઓછો કરવાના હેતુથી નથી બોલતો, પણ જે આનંદ અંગ્રેજી શિક્ષણ લેનારા બહુ કષ્ટ વડે લે છે તે આનંદ અપણને સહેલાઇથી મળે એ હેતુથી બોલું છું. પૃથ્વી અમૂલ્ય રત્નોથી ભરેલી છે બધાં સાહિત્યરત્ન અંગ્રેજી ભાષામાં જ નથી. બીજી ભાષાઓ પણ રત્નોથી ભરપૂર છે. એ બધાં મારે તો પ્રજા સારૂ જોઇએ. એમ કરવાને તો એક જ રસ્તો છે અને તે એ કે આપણામાંના કેટલાક જેઓને યોગ્ય શક્તિ હોય તેઓ તે તે ભાષા શીખી તેમાંના રત્નો આપણને આપણી ભાષા મારફતે આપી દે.

૮. આજે લોકો જે અંગ્રેજી ભણે છે તે વેપારીબુદ્ધિથી અને કહેવાતા રાજકીય લાભને ખાતર જ ભણે છે. આપણા વિદ્યાર્થીઓ એમ માનતા થયા છે (અને હાલની સ્થિતિ જોતાં તે તદ્દન સ્વભાવિક છે) કે અંગ્રેજી વગર તેમને સરકારી નોકરી ન જ મળી શકે. છોકરીઓને તો સારો વર મળે એટલા જ માટે અંગ્રેજી ભણાવવામાં આવે છે! હું એવા કેટલા યે દાખલા જોઉં છું કે જેમાં અંગ્રેજો જોડે અંગ્રેજી બોલતાં આવડે એટલા જ માટે સ્ત્રીઓ અંગ્રેજી ભણવા માગે છે. પોતાની સ્ત્રી પોતાની સાથે

અથવા પોતાના મિત્રો સાથે અંગ્રેજીમાં બોલી શકતી નથી એનું દુઃખ માનનારા કેટલા યે પતિઓને મેં જોયા છે! હું એવાં કુટુંબોને પણ ઓળખું છું કે જેમાં અંગ્રેજી ભાષાને સ્વભાષા 'બનાવવામાં' આવે છે! સેંકડો નૌજવાનો એમ માને છે કે અંગ્રેજીનું જ્ઞાન થયા વગર હિંદુસ્થાનને સ્વાતંત્ર્ય મળવું અશક્ય જેવું જ છે. આ દોષે સમાજમાં એટલું ઘર ઘાલ્યું છે કે જાણે કેળવણી એટલે માત્ર અંગ્રેજી ભાષાનું જ જ્ઞાન. મારે મન તો આ બધાં આપણી ગુલામીનાં અને અધઃપતનનાં સ્પષ્ટ ચિહ્નો છે. આજે જે રીતે દેશીભાષાઓની ઉપેક્ષા થાય છે અને તેમને ખાવાના પણ ફાંકા પડે છે તે મારાથી તો બિલકુલ જોયું જતું નથી. માબાપો પોતાના દીકરાઓને અને પતિ પોતાની પત્નીને પોતાની સ્વભાષા છોડી અંગ્રેજીમાં પત્રો લખે તે તો મારાથી કેમ જ ખમી શકાય?

૯. હું ચંડોલની સ્વતંત્રતા પર મુગ્ધ છું. ખુલ્લી હવા પર શ્રદ્ધા છે. મારૂં ઘર બધી બાજુએ ઉભી દિવાલોથી ઢંકાયેલું રહે અને એની બારીઓ અને બાકોરાંઓ બંધ કરી પૂરી દેવામાં આવે એ હું નથી ઇચ્છતો. મારા ઘરની આસપાસ દેશદેશાંતરની સંસ્કૃતિનો પવન સૂસવતો રહે એમ જ હું પણ ઇચ્છું છું, પણ તે પવનથી મારી ધરતી ઉપરથી મારા પગ ડગી જાય અને હું ઉથલી પડું એ હું નથી ઇચ્છતો. પારકાના ઘરમાં આગંતુક, ભીખારી અથવા ગુલામ તરીકે રહેવા હું રાજી નથી. ખોટા અભિમાનને વશ થઇને અથવા કહેવાતી સામાજિક પ્રતિષ્ઠા મેળવવાને ખાતર મારી દેશભગિનીઓ ઉપર અંગ્રેજી વિદ્યાનો નાહક બોજો નાખવાની હું ના પાડું છું. આપણા દેશના જુવાન છોકરાઓ અને છોકરીઓ જો તેમને સાહિત્યમાં રસ હોય તો દુનિયાની બીજી ભાષાઓની પેઠે જ અંગ્રેજી પણ પેટ ભરીને ભલે ભણે એમ હું ઇચ્છું, અને પછી આશા રાખું કે તેઓ અંગ્રેજી ભણ્યાનો લાભ ડૉ. બોઝ,* રૉય† અને કવિશ્રી રવીન્દ્રનાથની ‡ પેઠે હિંદુસ્થાનને અને દુનિયાને આપે, પણ હિંદુસ્થાનનો એક પણ માણસ પોતાની જન્મભાષાને ભૂલી જાય, તેનો ઉપહાસ કરે, અથવા તેની શરમ

* ડૉ. બોઝ—બંગાળાના એક મહાન વિજ્ઞાનાચાર્ય જડ ગણાતી વસ્તુઓમાં પણ ચેતન છે એવું તેમણે લૌકિક પ્રયોગો દ્વારા શાસ્ત્રીય રીતે સિદ્ધ કરી બતાવ્યું, તેથી ધાતુઓને પણ કામ કરતાં થાક લાગે છે, અને વાજીંત્રો વપરાતાં વપરાતાં કેળવાય છે વિગેરે વિગતો હવે સર્વમાન્ય થઇ છે.

માને અગર તો તેને એમ પણ થાય કે તે પોતાના ઉત્તમમાં ઉત્તમ વિચારો સ્વભાષામાં મૂકી ન શકે એ મને ન પરવડે. હું તો બંધબારણુાના ધર્મને માનતો જ નથી; મારા ધર્મમાં ઇશ્વરે સર્જેલી ક્ષુદ્રમાં ક્ષુદ્ર વસ્તુને પણ સ્થાન છે; પણ તેમાં જાતિ, ધર્મ, વર્ણ કે રંગના ગર્વને હરગીઝ સ્થાન નથી.

---

વનસ્પતિઓને પ્રાણીઓની પેઠે સુખદુઃખ, મૂર્છા વિગેરેની ભાવના હોય છે એ પણ તેમણે સૂક્ષ્મ પ્રયોગ દ્વારા સિદ્ધ કરી બતાવ્યું છે. આ બધું સિદ્ધ કરવા માટે જે સૂક્ષ્મયંત્રો વાપર્યાં છે, તે તેમણે પોતે જ બનાવ્યાં છે. આ યંત્રોની કુશળતા અને સૂક્ષ્મતા જોઈ યંત્રપ્રવીણ યુરોપિયન લોકો પણ દિંગ થઈ ગયા છે.

તેમણે પોતાની શોધખોળ આગળ વધારવા માટે એક મહાન્ પ્રયોગશાળા પોતાનું સર્વસ્વ આપી કલકત્તામાં સ્થાપી છે. તેમાં ગમે તે દેશના વિદ્યાર્થીઓ આવીને ભણી શકે છે. યુરોપિયન લોકોની પેઠે તેમણે આ પ્રયોગશાળાની શોધખોળો ગુપ્ત રાખી વેચવાનો વિચાર રાખ્યો નથી. યુરોપ વિગેરે દેશોના આ વિષયમાં પ્રવીણ ઘણા વિદ્વાનો આ પ્રયોગશાળામાં અનુભવ મેળવી રહ્યા છે.

† પ્રફુલ્લચંદ્ર રૉય-બંગાળાના સુપ્રસિદ્ધ રસાયણશાસ્ત્રી. એમનું રાસાયણિક વસ્તુઓનું કારખાનું હિંદુસ્થાનમાં સૌથી મોટું ગણાય છે. એમણે રસાયણવિદ્યામાં અનેક કિંમતી શોધો કરી છે. તેથી અનેક વિષયોમાં તેઓ મશહુર થયા છે. હિંદુસ્થાનની પ્રાચીન રસાયણવિદ્યાના ઈતિહાસના એમણે બે ગ્રંથ લખ્યા છે. તેઓ હાલમાં બંગાળામાં સ્વદેશી અને રેંટિયાનો પ્રચાર કરવામાં ગિરફતાર થયા છે. તેઓ પરણેલા નથી, પોતાની કમાણી વિદ્યાર્થીઓને મદદ કરવામાં જ ખર્ચી નાખે છે. તેમની રહેણી સાદી અને ગરીબાઈસૂચક છે.

‡ રવીન્દ્રનાથ ઠાકુર-( જન્મ ૧૮૬૧ ). જગવિખ્યાત બંગાળાના કવિનું નામ ભાગ્યે જ કોઈથી અજાણ્યું હશે તેમનાં કાવ્યો અને નાટકોએ સાહિત્યમાં ઘણું ઉચ્ચ સ્થાન મેળવ્યું છે. ૧૯૧૩ માં તેમને નોબૅલ પ્રાઈઝ મળ્યું હતું. એમનાં કાવ્યો અને પુસ્તકોનાં ઘણી ભાષાઓમાં ભાષાંતર થયાં છે.



# ૧૫. વિદ્યાર્થીઓને બોધ.



૧. વિદ્યાર્થી અવસ્થા એ સંન્યાસની અવસ્થા સમાન છે. તેથી તે દશા પવિત્ર અને બ્રહ્મચારીની હોવી જોઇએ. અત્યારે વિદ્યાર્થીઓની આગળ બે સભ્યતા તેમને વરવા હરિફાઇ કરી રહી છે—પ્રાચીન અને અર્વાચીન. સંયમ પ્રાચીન સભ્યતામાં પ્રધાનપદ ભોગવે છે. પ્રાચીન સભ્યતા આપણને કહે છે કે માણસ જેમ જ્ઞાનપૂર્વક પોતાની હાજતો ઓછી કરે છે તેમ આગળ વધે છે; આધુનિક એમ શીખવે છે કે હાજતો વધારી મનુષ્ય પોતાની પ્રગતિ કરી શકે છે. સંયમ અને સ્વચ્છંદ વચ્ચેનો ભેદ જેટલો ધર્મ અધર્મ વચ્ચે છે તેટલો છે. સંયમમાં બાહ્ય પ્રવૃત્તિને આંતરિક પ્રવૃત્તિના કરતાં ગૌણ પદ અપાયું છે. સંયમમય પ્રાચીન અવસ્થાને બદલે સ્વચ્છંદમય આધુનિક સભ્યતાનો સ્વીકાર થવાનો ભય રહે છે. એ ભય દૂર થવામાં વિદ્યાર્થીઓ બહુ સહાય કરી શકે છે. વિદ્યાર્થીઓની પરીક્ષા તેઓના જ્ઞાનથી નહિ થાય પણ તેઓના ધર્માચરણથી જ થશે. આ યુગમાં ધર્મશિક્ષણ અને ધર્માચરણને પ્રધાનપદ આપવું જોઇએ. એમ થવામાં વિદ્યાર્થીઓની પૂરી મદદ જોઇએ.

૨. તેમને મારે કહેવું ઘટે કે જે અપરિહાર્ય છે—જેને વિષે આપણે ઉપાય નથી શોધી શકતા—તે સહન કરવું. તમે તમારૂં કર્તવ્ય કર્યે જ જશો એટલે તમને સંતોષ રહેશે. આપણી ફરજ બજાવતાં છતાં આખી દુનિયા રોળાયા કરશે તેનું આપણે કેમ કરીશું ? તેનો વિચાર કરવો એ પણ અભિમાન ગણાય.

૩. મારી ઇચ્છા તો એવી છે કે દોષ કરતાં માણસોના ગુણ વિશેષ જૂઓ. દોષથી તો આપણે બધા ભર્યા જ છીએ. એટલે આપણે માણસોના ગુણ શોધી તેનું જ મનન કરવું. આવી ટેવ પાડી પડી શકે છે.

૪. [ માણુસના ગુણ અવગુણ જેમ તેના સંબંધમાં આવવાથી જોઇ શકીએ છીએ, તેમ તેની વૃત્તિમાં પણ તે નજરે ચડે છે.] એક પછી બીજું

એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે આંતરવિચાર કરી જોજો. દરેક પુસ્તકમાં ખામી રહેલી છે, ખામી હોવી જ જોઇએ. લખનારના પોતાના ચારિત્ર્યની છાપ તેના લખાણમાં પડ્યા વગર રહે જ નહિ. એટલે માણસ માત્રના લખાણમાં ખામી રહેલી છે, તે કરડુ મગની માફક કહાડી સારા સારા મગ રાખવા. જ્યારે આંતરવિચારની ટેવ પડે, ત્યારે એમ બની શકે છે.

૫. વિદ્યાર્થીઓ તો પરિસ્થિતિનું આભલું છે. તેમનામાં દંભ નથી, દ્વેષ નથી, ઢોંગ નથી. જેવા છે તેવાને તેવા તેઓ પોતાને દેખાડે છે. જો તેમની અંદર પુરુષાર્થ નથી, સત્ય નથી, બ્રહ્મચર્ય નથી, અસ્તેય નથી, અપરિગ્રહ નથી, અહિંસા નથી, તો એ દોષ તેમનો નથી. દોષ માબાપનો છે, અધ્યાપકોનો છે, આચાર્યનો છે, રાજાનો છે. પણ આમાં રાજાનોએ શું દોષ કહાડું ? મેં મુંબઇમાં વિદ્યાર્થીઓને કહ્યું હતું કે 'यथा राजा तथा प्रजा' જેમ સાચું છે, તેમ જ 'यथा प्रजा तथा राजा' પણ સાચું છે; બલ્કે એ જ સાચું કહેવાય. પ્રજાનો પ્રથમ દોષ છે. પ્રજાના દોષ વિદ્યાર્થીવર્ગમાં નિતર્યા છે, અને તેથી તે વિદ્યાર્થીમાં સ્પષ્ટ રૂપે જોઇ શકાય છે. આપણે, માબાપે, આચાર્યે, અધ્યાપકે તે દોષો કહાડી નાખવાને માટે જે કરવું ઘટે તે કરવું જોઇએ.

૬. [ આપણા ધર્મને આપણે હાથે કરીને જોખમમાં નાખ્યો છે. અત્યારે અસ્પૃશ્યતા હિંદુધર્મ ઉપર ભૂસી ન શકાય એવી એક કાળીટીલી છે. તે કલંક અનાદિ કાળથી ઉતરી આવ્યું છે એમ માનવાને હું ના પાડું છું. હું ધારૂં છું કે જે વખતે આપણે આપણાં જીવનચક્રમાં અતિ નીચે સ્થાને હોઇશું, તે વખતે અસ્પૃશ્યતાની આ અધમ, નીચ, બંધન કરનારી ભાવના આપણામાં ઉદ્ભવી હશે. તે દોષ હજી સુધી આપણને વળગી રહ્યો છે, અને હજી સુધી આપણામાં ઘર કરી રહ્યો છે. મારૂં મન એમ કહે છે કે એ આપણા ઉપર એક શાપ રૂપ છે, અને જ્યાંસુધી એ શાપ આપણા ઉપર છે, ત્યાંસુધી હું ધારૂં છું કે આપણે એમ માનવું જોઇએ કે આ પવિત્ર ભૂમિમાં જે જે દુઃખો આપણી ઉપર પડે છે તે આ મોટું અને અક્ષંતવ્ય પાપ જે આપણે કરી રહ્યા છીએ તેની યોગ્ય શિક્ષા તરીકે છે. કોઇ માણસને તેના ધંધાને લઇને અસ્પૃશ્ય લેખવો એ ન સમજી શકાય એવી વાત છે. હું તમને વિદ્યાર્થીઓને એમ કહેવા ઇચ્છું છું કે

તમને બધું અર્વાચીન શિક્ષણ મળે છે; એટલે તમે આ પાપમાં ભાગી બનો તેના કરતાં બહેતર છે કે તમને કોઇ પણ પ્રકારનું શિક્ષણ ન મળે.

૭. આમાં જરૂર આપણને ઘણી મોટી મુશ્કેલી નડે છે. તમને એમ પણ લાગતું હશે કે આ જગતમાં કોઇ પણ માણસ એવો ન હોઈ શકે કે જેને અસ્પૃશ્ય ગણવો જોઇએ; છતાં તમારાં કુટુંબો ઉપર તમે તેવી અસર કરી શકતા નથી, તમે તમારી આસપાસ તેવી છાપ પાડી શકતા નથી; કારણકે તમારા બધા વિચારો વિદેશી ભાષામાં કરવામાં આવે છે, અને તમારી બધી શક્તિ તેમાં વપરાઇ જાય છે. એટલે આપણે આપણું શિક્ષણ માતૃભાષા દ્વારા લેવું જોઇએ.

૮. યુરોપમાં દરેક શિક્ષિત માણુસ પોતાની ભાષા શીખે છે એટલું જ નહિ, પરંતુ બીજી પણ ભાષાઓ શીખે છે. અવશ્ય ત્રણ ચાર તો ખરી. હું તમને ખાત્રી આપું છું કે અંગ્રેજી ભાષા ઉપર કાબુ મેળવવામાં જે શ્રમ આપણને લેવો પડે છે, તેની સરખામણીમાં આ ભાષાઓ શીખવાનો શ્રમ કંઇ જ નથી. આપણે કદિ અંગ્રેજી ભાષા ઉપર કાબુ મેળવી શકતા નથી. કેટલાક અપવાદ સિવાય આપણા માટે તેમ કરવું શક્ય નથી નિવડ્યું. જેટલી સ્પષ્ટતાથી આપણે આપણી માતૃભાષામાં આપણા વિચારો જણાવી શકીએ છીએ તેટલી સ્પષ્ટતાથી આપણે અંગ્રેજીમાં કરી શકતા નથી. કેવી રીતે આપણે આપણાં બાલ્યનાં બધાં વર્ષો આપણી સ્મૃતિપટ ઉપરથી ભૂસી શકીએ ? પરંતુ આપણે જેને ઉંચું જીવન કહીએ છીએ તે વિદેશી ભાષાના શિક્ષણથી શરૂ કરીએ છીએ, અને ત્યારે પણ આપણે આમ જ કરીએ છીએ. આ આપણાં જીવનમાં ભંગાણ પાડે છે, તેને માટે આપણે ભારે દંડ દેવો પડ્યો છે.

૯. હિંદુસ્થાનનું દરેક ઘર વિદ્યાપીઠ છે—મહાવિદ્યાલય છે, માતાપિતા આચાર્યો છે. માતાપિતાએ એ આચાર્યનું કાર્ય છોડી દઇ પોતાનો ધર્મ છોડી દીધો છે. બહારની સંસ્કૃતિને આપણે નથી ઓળખી શક્યા, એના ગુણ અને દોષોનું આપણે માપ નથી લઇ શક્યા. બહારની સંસ્કૃતિને આપણે ભાડે લીધી છે, પણ ભાડું તો આપણે કશું આપતા નથી, એટલે એને આપણે ચોરી લીધી છે. એવી ચોરેલી સંસ્કૃતિથી હિંદુસ્થાન કેમ ઉંચે ચડી શકે ?

૧૦. જે વિદ્યા લેતાં આપણી સ્વતંત્રતા દૂર જશે એમ લાગે તે વિદ્યાનો ત્યાગ કરવો જ જોઇએ, અને એવી સગવડ ન મળે ત્યાંસુધી એ વિદ્યાના

મોહનો ત્યાગ કરવો અને બીજા કોઈ ધંધામાં રોકાઇ જવું. આ પ્રજા જો શહુર વિનાની બની જશે તો પછી વિદ્યા મેળવીને શું કરી શકવાની છે? વિદ્યાના મોહને હું વખોડતો નથી. વિદ્યાનો મોહ હોવો એ જુવાનનો ધર્મ છે; એ મને સ્વીકાર્ય છે. પણ એ મોહની ખાતર આપણા દેશને—આપણા ધર્મને હોમવો નહિ જોઇએ.

૧૧. જે વિદ્યાથી ધર્મને સાચવી શકીએ તે જ વિદ્યા. તે સૂત્ર મને બહુ સરસ લાગ્યું છે. 'सा विद्या या विमुक्तये' જેનાથી મુક્તિ મળે તે વિદ્યા. મુક્તિ બે પ્રકારની છે. એક મુક્તિ દેશને પરાધીનતામાંથી મુક્ત કરવાની તે. એ થોડા વખતને માટે હોય. બાજી મુક્તિ સદાને સારૂ છે. મોક્ષ કે પરમ ધર્મ જેને કહીએ તે મેળવવો હોય તો દુન્યવી મુક્તિ પણ હોવી જોઇએ જ. અનેક ભયમાં રહેલો માણસ નિરંતરના મોક્ષ નથી પ્રાપ્ત કરી શકતો. નિરંતરનો મોક્ષ મેળવવો હોય, પરમ પુરુષાર્થ પ્રાપ્ત કરવો હોય, તો નજીકનો મોક્ષ પ્રાપ્ત કર્યે જ છૂટકો છે. જે વિદ્યાથી આપણી મુક્તિ દૂર થય છે તે વિદ્યા ત્યાજ્ય છે, તે વિદ્યા રાક્ષસી છે, તે વિદ્યા અધર્મ્ય છે.

૧૨. વિદ્યાર્થીઓએ માબાપ પ્રત્યે કેમ વર્તવું, તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું કે નહિ એ વિષે હવે હું વિદ્યાર્થીઓને કહીશ. તમારો પરમ ધર્મ છે કે તેમની આજ્ઞાનું સુંદર રીતે પાલન કરવું. વડિલોને પૂજ્ય સમજી, તેઓનાં વચનને માન આપવું એ વિદ્યાર્થીનો ધર્મ છે. આ વચન ઉચિત છે. જે માન આપતાં નથી શીખ્યો, તેને માન નથી મળતું. ધૃષ્ટતાં વિદ્યાર્થીઓને લજાવે છે. આ કામમાં ભારતવર્ષમાં વિચિત્ર સ્થિતિ ઉભી થઇ છે; વડિલો વડિલપણું છોડતા જણાય છે, અથવા તો તે પોતાની મર્યાદા નથી સમજતા તે વખતે વિદ્યાર્થીએ શું કરવું? વિદ્યાર્થીમાં ધર્મવૃત્તિ હોવી જોઇએ એવી મેં કલ્પના કરી છે. ધર્માચરણ કરનારા વિદ્યાર્થીએ ધર્મસંકટ આવતાં પ્રહ્લાદનું સ્મરણ કરવું જોઇએ. આ બાળકે જે સમયે અને જે અવસ્થામાં પિતાની આજ્ઞાનો બહુ આદરપૂર્વક અનાદર કર્યો, તેવા સમયમાં અને તેવી અવસ્થામાં આપણે પણ તેવા પ્રકારના વડિલોનો સાદર અનાદર કરી શકીએ છીએ. આ મર્યાદાની બહાર જઇ કરવામાં આવેલો અનાદર પાપમય છે. વડિલોનો અનાદર કરવામાં પ્રજાનો નાશ

થાય છે. વડિલપણું કેવળ વયમાં જ નથી, પરંતુ વયને લઇને મળેલાં જ્ઞાન અનુભવ અને ચાતુર્યમાં છે. જ્યાં આ ત્રણે વસ્તુનો અભાવ છે, ત્યાં કેવળ વયને લઇને વડિલપણું રહે છે. કેવળ વયની જ પૂજા કોઇ કરતું નથી.

૧૩. જેની ઉપર આપણી શ્રદ્ધા હોય તેનાથી જરા પણ દિલ ચોરીએ અથવા આપણામાં નથી તે છે એવી છાપ પાડીએ તો કદિ આપણું શ્રેય ન થાય એમાં તો શંકા જ નથી. હું માબાપની ભક્તિ કરનારો—શ્રવણના જેવી ભક્તિ કરનારો છોકરો હતો. હું ઇશ્વરને પણ માનનારો રહ્યો. એવો હું માબાપની આજ્ઞા તોડીને કાંઇ કરવાનું છોકરાને કહું ખરો! પણ માબાપનો ઉત્પન્ન કરનાર પણ ઇશ્વર છે; અને ઇશ્વરની આજ્ઞા અને માબાપની આજ્ઞા વચ્ચે વિરોધ હોય, ત્યાં ઇશ્વરની આજ્ઞાને વધારે માન આપવાનું એમ હું કહી રહ્યો છું.

૧૪. માતાપિતાની આજ્ઞાના કરતાં પણ તમારા અંતરનો નાદ વધારે છે. તમારા અંતરનો નાદ જો તમને એમ સંભળાવે કે માબાપનાં વચન કેવળ નબળાઇનાં જ છે, સરકારી શાળા છોડવી એમાં તમારો પુરુષાર્થ રહેલો છે, તો માતાપિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પણ તમે સરકારી શાળાને છોડજો. પણ એવો અંતરનો નાદ કોને હોય? મેં આગળ ઘણી વાર કહેલું છે તે જ ફરીથી કહું છું કે જે માણસની અંદર વિનય ભર્યો હોય, જેણે હંમેશાં આજ્ઞાનું પાલન કરેલું હોય, જેણે નીતિના કાયદા સમજી લીધા છે અને પાળ્યા છે તે જ આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકે. જે દયાધર્મને પોતાના જીવનમાં પ્રધાનપદ આપે છે, જેણે બ્રહ્મચર્યવ્રતનું પાલન કરીને પોતાની ઇન્દ્રિયો પર કાબુ મેળવ્યો છે, જેણે નથી પોતાના હાથપગને મેલા કર્યા કે નથી પોતાના મનને મેલું કર્યું, જેણે અસ્તેયવ્રતને પાળ્યું છે, જેણે અનેક પ્રકારના લોચા ભેગા કરીને પરિગ્રહ નથી કર્યો, તે જ કહી શકે કે મારા અંતરનો આ અવાજ છે. તમે ગાંધીનો અવાજ લઇને તમારાં માબાપ પાસે ન જતા. તમારો પોતાનો જ અવાજ લઇને તમે તમારાં માતાપિતા પાસે જજો અને તેમને દંડવત્ પ્રણામ કરીને કહેજો કે અમારાથી તમારી આજ્ઞા નહિ પળાય.

૧૫. માબાપોની સહાય ન હોત તો ચળવળ જેટલે સુધી ચાલી છે તેટલે સુધી ન જ ચાલી શકત. જ્યાં માબાપો શ્રદ્ધારહિત છે, જ્યાં પુત્રોમાં

આત્મબળ છે, ત્યાં જ તેઓને વિનયપૂર્વક પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની મારી સલાહ છે. એ સલાહમાં નથી અનીતિ, નથી અવિચાર કે નથી અવિવેક. જુવાનોને પોતાનો સ્વતંત્ર વિચાર કરવાનો અધિકાર સર્વ શાસ્ત્રોએ આપ્યો છે.

૧૬. એવો પ્રશ્ન પૂછવામાં આવે છે કે વિદ્યાર્થી કેવા પ્રકારની દેશસેવા કરી શકે ? તેનો સીધો ઉત્તર તો આ છે કે વિદ્યાર્થી વિદ્યા સારી રીતે સંપાદન કરે અને તેમ કરતાં શરીરની સ્વસ્થતા જાળવી રહે, અને આ વિદ્યાધ્યયન દેશને માટે કરવાનો આદર્શ રાખે. મને વિશ્વાસ છે કે આમ કરવા વિદ્યાર્થી પૂર્ણ રીતે દેશસેવા કરે છે. વિચારપૂર્વક જીવન વ્યતીત કરવાથી અને સ્વાર્થ છોડી પરોપકાર કરવાનું ધ્યાનમાં રાખવાથી આપણે વિના પરિશ્રમે પણ બહુ કાર્ય કરી શકીએ છીએ.

૧૭. વિદ્યાર્થીઓના જ્ઞાનની કિંમત તેમનાં કાર્યોમાં રહેલી છે. સેંકડો પુસ્તકોનું જ્ઞાન મગજમાં ભરવાથી તેની કિંમત મળી શકે છે, પરંતુ તેના પ્રમાણમાં કાર્યની કિંમત અનેકગણી વધારે છે. મગજમાં ભરેલાં જ્ઞાનની કિંમત માત્ર કાર્યની કિંમત જેટલી જ છે. બાકીનું બધું જ્ઞાન મગજને નકામા ભાર રૂપ છે. એટલે મારી તો હંમેશાં આ જ વિનંતિ છે અને આ જ આગ્રહ છે કે તમે જેવું શીખો અને સમજો તેવું જ આચરણ કરજો. તેમ કરવામાં ઉન્નતિ છે.

૧૮. [ વિના સંકોચે જે આપણી ભૂલો ન બતાવે તે આપણો હિતેચ્છુ ન જ કહેવાય. હું તમારૂં ભલું ઇચ્છતો હોઉં તો તમારામાં જે કાંઇ ખામી જોઉં તે મારે તમને કહેવી ઘટે. તમારી એક ખામી એ છે કે ] જ્યારે તમે તમારાં માબાપોને અંગ્રેજીમાં કાગળ લખો છો, ત્યારે મારી આંખમાંથી દુ:ખનાં લોહી વહે છે. તમે જો પરાઇ ભાષા મારફતે સ્વરાજ્ય લેવા માગો તો તે અસંભવિત છે. તમે થોડા વખતને માટે બીજો બધો અભ્યાસ છોડી દઇ હિંદી શીખી લો એમ હું ઇચ્છું છું. હિંદુસ્તાની તમારી શાળામાં ફરજ્યાત વિષય ન થાય અને તમે ન શીખી લો, ત્યાંસુધી તમારી કેળવણી સંપૂર્ણ નહિ કહેવાય. આપણી શાળાકૉલેજોમાં આટલા દિવસ ખરા રાષ્ટ્રીય શિક્ષણના મૂળાક્ષર સમાન એક રાષ્ટ્રીય ભાષાનું શિક્ષણ પણ આપણે આપ્યું નથી. અત્યારે દેશના એક પ્રાંતના નોજવાનોને બીજા પ્રાંતમાં જવું અને

ખપ લાગવું સો સો વાત થઇ પડે છે. માટે મારી સલાહ એ છે કે કાંતવામાંથી જે કંઇ વખત તમે ફાજલ પાડો તેનો ઉપયોગ હિંદી શીખી લેવામાં કરો. મારી તો ખાત્રી છે કે ચાલાક, નમ્ર, મહેનતુ અને દેશદાઝવાળો હરકોઇ નૌજવાન આ બન્ને વસ્તુ બે મહિનામાં શીખી લઇ શકે.

૧૯. આટલી તૈયારી કર્યા પછી તમે મદ્રાસ ઇલાકા સિવાય હરકોઇ પ્રાંતનાં ગામડાંઓમાં સેવાર્થે નિકળવાને લાયક બનશો અને પ્રજાની જોડે અંતર ખોલી વાત કરી શકશો. ૨૨ કરોડ પ્રજા હિંદુસ્તાની સમજે છે. બીજી એકે ભાષા તે એટલી નથી જાણતી. તમારે એમનાં હૈયાં હાથ કરવાં હોય તો તમારે હિંદી શીખી જ લેવી રહી. આટલું કરવા તૈયાર થશો તો મારૂં વચન છે કે આટલા દિવસની હિમ્મત અને શક્તિની ખામીનો ટૂંક વખતમાં તમે ખંગ વાળી દીધો હશે.'

૨૦. પણ તમે કહેશો કે અમારા ઘરનો ગુજારો કેમ ચાલશે ? હું પૂછું છું: "શું તમે થુલી અને બટાટા બાફીને પેટ નહિ ભરી શકો ?" દરેક હિંદીની સરેરાશ વાર્ષિક આવક રૂા. ૨૬ છે. અમેરિકામાં ૪૯ પાઉંડ છે ! આ સ્થિતિમાં આપણને તેના જેટલું ખર્ચ રાખવાનો શો અધિકાર ? આપણા ત્રણ કરોડ ભાઇઓ અને બહેનોને એક જ વખત ખાવાનું સાંપડે છે. ઘીછાંટા કે અથાણાં તો તેમને જોવા નથી મળતાં. તેમનાં બાળકો દૂધ વિના જીવે છે ( અને મરે છે ). વિદ્યાર્થીઓને એવા આશય તો ન જ હોય. કંગાલિયત સ્વીકારવી એ તેઓનો ધર્મ છે. [ કંગાલિયત સ્વીકારવી એનો અર્થ ભૂખે મરવું અથવા પ્રાથમિક જરૂરિયાતો માટે વ્યવસાય ન કરવો એમ નથી; પણ અસ્તેય અને અપરિગ્રહવ્રતનું પાલન કરવું એ તેનો અર્થ છે. ]

૨૧. [ જે ગરીબાઇથી આપણો આત્મા અને શરીર હણાય, તે દૂર કરવાં માટે ખરી દિશામાં ઉદ્યમ કરવો તે એક જ ઉપાય છે. જ્યાં ઉદ્યમનો વાસ છે ત્યાં આળસ, ભૂખમરો કે તંગી ક્ષણભર ટકી શકતાં નથી. માટે ] તમારી શાળા અતિશય ઉદ્યમી મધમાખોથી ભરેલો રૂડો મધપૂડો થઇ રહેલી જોવાની હું આશા રાખું છું. તમે કહેશોઃ 'અમારે અમારા હાથ શા માટે વાપરવા ?' તેમ જ તમે કહેશો કે 'જેઓ અભણ છે તેઓએ શારીરિક કામ

કરવાનું છે. અમે તો સાહિત્ય અને રાજકીય નિબંધો વાંચવામાં રોકાઇ શકીએ.' મને લાગે છે કે મજુરીની મહત્તા આપણે સમજવી પડશે. એક હજામ કે મોચી કૉલેજમાં જાય, તોપણ તેણે હજામનો કે મોચીનો ધંધો છોડી દેવો ન જોઇએ. જેટલો વૈદ્યનો ધંધો સારો છે તેટલો જ સારો ધંધો હજામનો છે એમ હું માનું છું. આપણા હૃદયની સાથે આપણા હસ્તોનો સુંદર સહકાર નહિ જામે, ત્યાંસુધી આપણું જીવન ખરૂં જીવન નહિ બને.

૨૨. [જો તમે ભણી ભણીને નાસ્તિક બનો અને માખણને તજી છાશને વળગો તો હું જરૂર કહીશ કે તમારૂં ભણતર ધૂળ મળ્યું.] જ્યારે હું રામચંદ્રજી વિષે વાતો કરૂં છું ત્યારે મને વિદ્યાર્થી લોકો કહેછે કે તમારા રામચંદ્રજી ક્યાં છે? અંગ્રેજી પદ્ધતિથી તાલીમ લઇને, તેના ઇતિહાસો શીખીને આપણને આવા પ્રશ્ન થાય છે. આપણા વિદ્યાર્થીઓ પતિત થતા જાય છે, પશ્ચિમના વિદ્યાર્થી આપણે પશ્ચિમની આદતો શીખ્યા છીએ, અને શરમ શરમના પોકારો કરતાં શીખ્યા છીએ. તમે ન ચાહતા હો તો તેમની શાળાઓમાં ન જાઓ, તેમની સભાઓમાં ન જાઓ, પણ તેમની સભામાં જઇને ટટોફિસાદ કરવાનું તો નથી હિંદુ ખાનદાનીમાં લખેલું કે નથી ઇસ્લામી સંસ્કૃતિમાં કહેલું. તાળીઓના અવાજથી આપણે પસંદગી નથી બનાવી શકતા; શરમના અવાજથી આપણે ગેરપસંદગી નથી બતાવી શકતા. કેવળ વર્તનથી જ બતાવી શકીએ છીએ. તમારે અસહકાર કરવો હોય તો તમારાં શાસ્ત્ર શું કહે છે તે સમજવું જોઇએ. આ ધાર્મિક યુદ્ધ છે. અધર્મને ધર્મથી હરાવી શકીએ છીએ અને આપણે ધર્માચરણથી અધર્માચરણ અટકાવી શકીએ છીએ.

૨૩. ઘણી વેળા એવો પ્રશ્ન પૂછાય છે કે વિદ્યાર્થીઓ માટે રાજ્યનીતિના વિષયમાં ભાગ લેવો ઉચિત છે કે અનુચિત? હું કારણ બતાવ્યા વિના આ વિષયમાં મારો અભિપ્રાય પ્રગટ કરૂં છું. રાજકીય ક્ષેત્રના બે ભાગ છે. એક કેવળ શાસ્ત્રનો છે, અને બીજો શાસ્ત્રના અમલનો છે. વિદ્યાર્થીઓ માટે શાસ્ત્રપ્રદેશમાં જવું આવશ્યક છે, પરંતુ અમલના પ્રદેશમાં પ્રવેશ કરવો હાનિકારક છે. વિદ્યાર્થીઓ શાસ્ત્રનું શિક્ષણ લેવાના ઉદ્દેશથી રાજકીય સભાઓમાં, મહાસભાઓમાં જઇ શકે. આવા સંમેલનો તેઓને પદાર્થપાઠ આપનાર નિવડે છે. તેમાં જવાને તેઓ પૂરા સ્વતંત્ર છે.

૨૪. આવી સભાઓમાં વિદ્યાર્થી વ્યાખ્યાન આપી ન શકે, મત આપી ન શકે, પરંતુ જો અભ્યાસમાં ખલેલ ન પહોંચતી હોય, તો સ્વયંસેવકનું કામ કરી શકે. વિદ્યાર્થીએ પક્ષાપક્ષથી દૂર રહેવું જોઇએ. તટસ્થ રહી પ્રજાના નેતાઓ ઉપર પૂજ્ય ભાવ રાખવો જોઇએ. તેઓના ગુણદોષની તુલના કરવાનું કામ તેઓનું નથી. વિદ્યાર્થી તો ગુણગ્રાહી હોય છે; તે ગુણની પૂજા કરે છે.

૨૫. વિદ્યાર્થીઓને જેણે ૨૧ દિવસ સુધી અઢાર માઇલ સખ્ત તાપમાં ચલાવ્યા તેનો જૂલમ હું જલિયાંવાલા બાગની કતલ કરતાં વધારે ભયંકર માનું છું. મને જો કોઇ ગોળી મારે તો હું તેને ભૂલી જાઉં. પણ જો કોઇ જોરજૂલમથી મારી પાસે યુનિયન જૅકની સલામી કરાવે તો હું મારી ભારેમાં ભારે નામોશી થયેલી માનું. જલિયાંવાલા બાગમાં મરેલા માણસો શહીદ થયા, જ્યારે પેટ ઉપર ચાલનારા અને નાક ઘસનારા લોકોએ આખા હિંદુસ્થાનને લજવ્યું. તમે ફરીથી એ રીતે હિંદનું અપમાન ન થવા દેતા. સંભવ છે કે ફરીથી માર્શલ લૉ આવે. તે વખતે હું ઉમેદ રાખીશ કે એકે છોકરો કે એકે છોકરી પોતાની ઇચ્છા વિરુદ્ધ યુનિયન જૅકની સલામી કરનાર નહિ હોય. એકે હિંદુ, મુસલમાન કે શીખની પીઠ ઉપર ગોળીનો ઘા નહિ લાગે. કોઇના મારથી ભય પામીને નાસવું, એનું નામ સત્યાગ્રહ નથી. ખરો સત્યાગ્રહી ગોળીની સામે બેધડક ઉભો રહી મરી જાય છે. આ સ્વરાજ્યની શરત છે. આટલી તાકાત તમારામાં હોય તો સ્વરાજ્ય તમારા હાથમાં છે. જો તમને કોઈ મારવા આવે તો તમે હસતાં હસતાં મરી જાઓ. એનું નામ 'રૂહાની તાકાત'—આત્મબળ છે.

૨૬. તમે માનતા હો કે શાળા પાઠશાળાઓ હાલ ચાલે છે તેમ જ ચાલુ રાખવાથી સ્વરાજ્ય મળી શકવાનું છે તો તમે ભારે ભૂલ ખાઓ છો. કોઈ પણ દેશને કષ્ટો ખમ્યા વિના અને ભોગ આપ્યા વિના સ્વતંત્રતા નથી મળી, નવો જન્મ પ્રાપ્ત નથી થયો. ભોગ યા તો ત્યાગનો અર્થ શો? અંગ્રેજીમાં Sacrifice શબ્દ પવિત્ર કરવું એ ધાતુમાંથી આવેલો છે. અસહકાર એ આત્મશુદ્ધિની ક્રિયા છે, અને આત્મશુદ્ધિની ખાતર ચાલુ કાર્ય વ્યવહાર તજવા પડે તોપણ તે જરૂરનું છે. મને લાગે છે કે તમે આત્મશુદ્ધિનું કર્તવ્ય તજશો જ અને મને યોગ્ય જવાબ આપશો.

૨૭. સરકારની કેળવણી બૂરી છે માટે ત્યાજ્ય છે. એ જ મારી દલીલ નથી. એ કેળવણી ગુલામીમાં રાખનારાઓ દ્વારા આપણને મળે છે, માટે આપણે તે લઇ નથી શકતા એવું મારૂં કહેવું છે. ગુલામોના માલિક પાસેથી આપણે સ્વતંત્રતા નથી શીખી શકતા. આ સલ્તનત ગંદી બની છે અને એ રાક્ષસી સલ્તનત મને સ્વતંત્રતાની તાલીમ આપવા માગતી હોય તોપણ તે હું નથી લઇ શકતો.

૨૮. આ તાલીમ ગમેતેવી હોય પણ તેના મૂળમાં શું છે? ભારે ભારે પુસ્તકો શીખવવામાં આવે તેથી શા માટે મોહી જાઓ છો? એ પુસ્તકો તમને સ્વતંત્રતાની સાચી તાલીમ નથી આપી શકતાં; કેવળ ભોળવે છે. ખરૂં જોતાં દેશના પૈસાની ચોરી કરીને એવી ભોળવનારી તાલીમ આપવામાં આવે છે. તે ચોરી કરીને તેમાંથી થોડા પૈસા આપી નીશાબાજી શીખવવા બરોબર છે.

૨૯. હું તમને વિનવીને કહું છું કે તમે જૂના ધોરણને ભૂલી જાઓ. જેમ આપણે જે સ્વરાજ્ય મેળવવા માગીએ છીએ તે પણ આજની રાજ્યપ્રથાની હલકી નકલ હોય એવું આપણે નથી ઇચ્છતા, તેમ આપણી શિક્ષણપ્રથા પણ ચાલુ ધોરણની હલકી નકલ નહિ હોય. તમે એ આશા ન રાખશો કે ઇંટ કે પત્થરનાં મકાનો, બાંકડાંઓ અને ખુરશીઓ તમારામાં ચેતન પૂરશે. તમે કેવળ ચારિત્ર્ય શોધજો તમે તમારા અધ્યાપકો અને તમારા શિક્ષકોના નિર્મળ ચારિત્ર્યથી ચેતન મેળવવાની આશા રાખજો; જરૂરનું પ્રેરકબળ તમારા પોતાના અંતરમાંથી, પોતાના આત્મનિશ્ચયમાંથી જ મેળવજો, અને હું તમને વચન આપું છું કે પછી તમને નિરાશ થવાનું કારણ નહિ રહે.

૩૦. વિદ્યાર્થીઓ પ્રત્યે હું કહું છું કે તમે તમારા ગુસ્સાને કાબુમાં રાખો. તમે કોઇની પાસે પરાણે એકે કામ ન કરાવો. તમને જો લાગે કે સરકારી કૉલેજ માં રહેવામાં હીણપત છે તો આજે જ તે કૉલેજ છોડો. પણ બીજા કોઇના ઉપર બળાત્કાર ન કરો. બીજાઓને સમજાવવાનું કામ નેતાઓનું છે. અસહકારમાં તાલીમ રહેલી છે. તાલીમથી આપણી તાકાત વધે છે. જે ભૂલો કરે તે પોતાની તાકાત ખોઇ બેસે છે. તમે

તમારા કામથી, તમારી તાકાતથી, તમારી બહાદુરીથી તમારા કરતાં નબળા લોકો ઉપર અસર પાડો.

૩૧. તમારામાંથી જેઓને ઇંગ્લાંડની માહિતી છે તેમને હું ત્યાંની લડાઇના દિવસોની સ્થિતિ યાદ દેવડાવું છું. તે વેળાએ ત્યાંના એકેએક બાળક અને એકેએક બાળકીએ પોતાનો નિયમિત અભ્યાસ બંધ કરી લડાઇને લગતું કંઈ ને કંઇ કામ ઉપાડી લીધું હતું. નાની વયનાં બાળકોને પણ કામે લગાડવામાં આવેલાં. માબાપોની ઇચ્છા ઉપરવટ થઇને પણ લડાઇના મેદાન પર ઝૂઝવાનો પ્રસંગ જ્યારે મેં ખેડાના નૌજવાનો આગળ મૂકયો, ત્યારે મારી પ્રવૃત્તિથી સરકારની આંખ ઠરતી. એ જ સરકાર આજે મને કાચી વયનાં બાળકોને માબાપો સામે ઉશ્કેરવાનો દોષ દઇ રહી છે. મારૂં તમને એટલું જ કહેવું છે કે તમારૂં અંતર તમને આજની લડતમાં કેવળ યાહોમ કરવા જ પ્રેરતું હોય તો આજે તમે બીજું બધું કામ બંધ કરી તમારો બધો સમય અને શક્તિ સ્વરાજ્ય મેળવવા પાછળ આપો. સૌ પહેલાં તો તમે રેંટિયો કાંતતાં શીખી લઇ સૂતર પેદા કરતા થઇ જાઓ.

૩૨. 'સરકારી નોકરી નહિ મળે એ ધ્રાસકો પડતાં જ હતાશ થઇ જતા હજારો અલ્પપ્રાણ વિદ્યાર્થીઓને હું જાણું છું. જો આ સરકારને સુધારવા અને નહિ તો ફીટાડવા તમે સંકલ્પ કર્યો હોય, તો સરકારી નોકરીનો તમારી આગળ સવાલ જ કેમ ઉભો થઇ શકે ? જો તમે આજીવિકા માટે સરકારની સામું ન જ જોવાનો નિશ્ચય કર્યો હોય તો પછી અંગ્રેજી ભાષાના જ્ઞાનનું તમારે શું પ્રયોજન રહ્યું ? સાહિત્યની દૃષ્ટિએ અંગ્રેજી ભાષાનું મહત્ત્વ હું નથી ઘટાડવા માગતો. અંગ્રેજી ગ્રંથોમાં સમાયેલી ભારે વિભૂતિઓનો આંક પણ હું ઓછો નથી આંકતો. હું તો એટલું જ ઠસાવવા માગું છું કે સમસ્ત પ્રજાવર્ગ ઉપર અંગ્રેજીને આપણે નાહકની લાદી છે. સ્વરાજ્યની દૃષ્ટિએ તો અંગ્રેજી ભાષાને બહુ જ ગૌણ સ્થાન છે. સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની લાયકાત મેળવવા સારૂ કોઇએ અંગ્રેજી શબ્દોનો ભંડોળ વધારવાની જરૂર નથી; અને તેથી જ ગુજરાતના નૌજવાનોને મેં અંગ્રેજી કેળવણી નવ કે બાર મહિનાને સારૂ સાવ મુલ્તવી રાખી કાંતવાની સલાહ આપી છે. આટલું શીખીને તેઓ પોતાની જાતને દેશની સેવામાં અર્પણ

કરવાને લાયક બનશે. હિંદનાં સાડા સાત લાખ ગામડાંઓ માટે જ્યાંસુધી આવા સેવકોનું સૈન્ય આપણે તૈયાર ન કરીએ, ત્યાંસુધી મહાસભાના નવા બંધારણથી આપણે લાભ ઉઠાવ્યો ન કહેવાય. ગામેગામ મહાસભાની એકાદ સમિતિ સ્થપાયેલી આપણે જોવા માગતા હોઇએ, તો નૌજવાનોએ આ કામ ઉપાડી જ લેવું રહ્યું. આખા હિંદના વિદ્યાર્થીવર્ગને સારૂ આ સેવાની તક એક અપૂર્વ પર્વણી છે. મારૂં હૃદય તો સાક્ષી જ પૂરે છે કે આવી શ્રદ્ધાથી જો તમે એક એક જણ આ સેવાના ક્ષેત્રમાં યાહોમ કરશો તો એક વર્ષને અંતે આ પગલાને પશ્ચાત્તાપની લાગણીથી યાદ કરવાનો વખત તમને નથી જ આવવાનો. ઉલટું તે દિવસે તો તમારાં હૈયાં હરખથી ફૂલ્યાં નહિ સમાતાં હોય, કારણ સ્વરાજ્ય સ્થાપીને તમે હિંદનું નાક રાખ્યું હશે; ઇસ્લામની ઇજ્જત બચાવી હશે; આખા રાષ્ટ્રને ઉંચે મસ્તકે દુનિયાભર કરવાનું અધિકારી કર્યું હશે. ઇશ્વર તમને યુવકોને તેમ જ યુવતીઓને આપભોગ અને આત્મશુદ્ધિના આ પવિત્ર સમયમાં વિજયવંત થવાને અખૂટ ધૈર્ય, આશા અને શ્રદ્ધા આપો.' . . . . . . . . . . .

૩૩. ] સામાન્ય શાળાકૉલેજોના વિદ્યાર્થીઓને જે લાગુ પડે છે, તે ખરૂં જોતાં મેડિકલ વિદ્યાર્થીઓને તો કંઇક વધુ જ લાગુ પડે છે. તેઓ હિંદના ઘા રૂઝવનારા છે; જે રોગોથી દેશ દુઃખિત છે તેને મટાડનારા છે. પંજાબના ઉપર પડ્યો તેના કરતાં મોટો ઘા હિંદના શરીર ઉપર હું અત્યારે જોતો નથી. પરાધીનતા, દીનતા, અને નાદારીના જે રોગમાં પ્રજા અત્યારે તરફડી રહી છે તેના કરતાં વધુ ભયંકર બીજો રોગ હિંદને વળગેલો હું જાણતો નથી. જો મેડિકલ વિદ્યાર્થીઓ પોતાના ભાવિ ધંધાને વફાદાર નિવડવા માગતા હોય તો તેઓ આ અવસરે હિંદનું અપમાન ધોવા, હિંદની નાદારી ટાળવા, નાગાંને ઢાંકવા અને દુખિયાંને દિલાસો આપવા આગળ આવતાં બિલકુલ આંચકો ખાશે નહિ. ગમે તેટલા ભણેલા-કેળવાયેલા, ગમે તેટલા સમૃદ્ધ હિંદીને માટે હિંદને પીડી રહેલા આ રોગને મટાડવાના કરતાં વધારે ઉંચું બીજું કાર્ય અત્યારે હોઇ શકે નહિ.

૩૪. મારા અંતરમાં જે અનલ પ્રગટી રહ્યો છે તે જો તમારી પાસે ઉઘાડો ન કરી બતાવું તો મારા પોતાના તરફનું કર્તવ્ય ચૂકું; આથી જ હિંદના એકથી બીજા છેડા સુધી ઘૂમતો રહીને હું તમને મારી આશા

તથા ધૈર્યનો સંદેશ આપી રહ્યો છું. નવરો પડું તો તો તમે મને કાંતતો અને હિંદુસ્તાની ચોપડીઓમાં પાનાં ફેરવતો જ જૂઓ. હું હિંદુસ્તાની જાણું છું, પણ તેની ત્રુટિઓથી હું તેટલો જ વાકેફ છું. અંગ્રેજીના જેટલી પ્રવીણતા હિંદુસ્તાનીમાં નથી ધરાવતો એથી મને કેટલી અડચણ થાય છે તે હું જ જાણું છું.

૩૫. આપણે હિંદમાં મળી શકે તેજ વસ્ત્ર પહેરવાં, અથવા વસ્ત્ર વિના ચલાવવું. મા પોતાના બાળકને રોગમાંથી મુક્ત કરવા હિન્દુસ્થાનને એક છેડેથી બીજે છેડે સુધી ફરી વળવાની તાકાત ધરાવે છે. ત્યારે શું આખા હિંદુસ્થાનને રોગમાંથી મુક્ત કરવા માટે આપણે સ્વદેશીની સાધારણ શરત પાળવા અશક્ત હોઇશું ? સૂતર કાંતવામાં દરેક સ્ત્રી, પુરુષ તથા બાળકે થોડા કલાક આપવા એ સહેલી વાત છે. હું આશા રાખું છું કે તેઓ મને એમ નહિ કહે કે કાંતવું એ તો ઓરતોનો ધંધો છે. સરકારી- મદરેસામાંથી નિકળી જવું એ તમારી પહેલી ફરજ છે. નિકળીને શું કરવું એ ત્યાર પછી વિચારજો. હું તો તમને નિશાળો કે કૉલેજો છોડ્યા પછી રેંટિયો લેવાની સલાહ આપી શકું. તેથી તમે એવા પ્રોપેગેન્ડિસ્ટ બનશો કે તમારા પછીની દુનિયા પણ તેને ઉપાડી લેશે. હું કપડાં વણવામાં કે કાંતવામાં કોઇ જાતની નામર્દાઇ નથી જોતો. જે મને કહે કે તેમાં નામર્દાઇ છે તે જાણતા નથી કે મર્દાનગી શેમાં છે. જે પુરુષ વીશીમાં કામ કરે છે તે રસોઇ કરવાના કારણથી નામર્દ નથી બનતો. એક જમાનામાં હું હજારો લોકને જમાડતો હતો, ત્યારે હું મર્દમાં લેખાવા વધારે લાયક હતો. ખરૂં અર્થશાસ્ત્ર રેંટિયામાં છે. જે તમને રોમેશચન્દ્ર દત્ત, મિલ* કે રાધાકમલ મુકર્જી કદિ નહિ આપી શકે. હિન્દની આર્થિક સ્વતંત્રતાની આ ચાવી છે.

૩૬. આપણા શિક્ષણમાં બે ભારે ખામીઓ છે. આપણો શિક્ષણક્રમ ઘડનારાઓએ શરીર અને આત્માનાં શિક્ષણની અવગણના કરી છે. અસહકાર કરવામાંથી જ તમને આત્માનું શિક્ષણ મળી રહે છે, કારણ પાપનો સંપર્ક તજવો એ જ અસહકારનો અર્થ છે. જો આ સંપર્ક

---

* મિલ –( ૧૮૦૬–૧૮૭૩ ). વિદ્વાન્ પિતાનો વિદ્વાન્ પુત્ર. તેણે તત્ત્વજ્ઞાનના કેટલાક પ્રશ્નોનો ફેંસલ કરી તત્ત્વજ્ઞાની તરીકે સુધરેલા દેશોમાં કીર્તિ સંપાદન કરી છે અર્થશાસ્ત્રનાં નવા સૂત્રો યોજી તેના પર એક બહુ ઉપયોગી પુસ્તક રચ્યું છે.

આપણે ખરા દિલથી વિચારપૂર્વક તજીએ તો આપણે ઇશ્વરાભિમુખ થઇને ચાલીએ આટલું થયું એટલે આત્માનું શિક્ષણ શરૂ થાય છે યા તો પૂરૂં થાય છે. પણ આપણા શરીરના શિક્ષણની અવગણના થઇ છે, અને હિંદ રેંટિયો તજીને અને વાધરીની ખાતર ભેંસ મારીને ગુલામ થઈ બેઠું છે, તેથી હું યુવકોની આગળ રેંટિયો મૂકતાં અચકાતો નથી. અને આ આત્મશુદ્ધિ દરમિયાન રેંટિયો શીખવો, અને જેટલું ઉત્પન્ન થઇ શકે તેટલું સૂતર ઉત્પન્ન કરવું એ જ તમારો મુખ્ય ઉદ્દેશ અને મુખ્ય કામ થઇ પડે એમ હું ઇચ્છું છું. તમારી સામાન્ય કેળવણી સ્વરાજ્ય સ્થપાયા પછી શરૂ કરજો. આજે દરેક યુવક અને યુવતી પોતાનો સઘળો સમય અને શક્તિ કાંતવા પ્રીત્યર્થે જ આપો એમ માગું છું.

૩૭. જો તમે સ્વરાજ્ય સ્થાપવા માગતા હો, તો જેને આજથી તેર વર્ષ ઉપર આ મંત્રની સ્ફુરણા થઈ, ત્યાર પછી તે ઉપર બાંધેલા સિદ્ધાંતોમાંથી મેળવેલી શ્રદ્ધામાંથી જેણે આજ સુધી કોઇ ડગાવી શક્યું નથી, અને જે એ દિશાએ આટલાં વર્ષો દરમિયાન એની શ્રદ્ધાને વધારે દૃઢ કરવામાં જ પરિણમેલા અનેક પ્રયાસો કરી ચૂક્યો છે, તેની સલાહ માનજો. હિંદની આર્થિક દશાનો જેમ જેમ હું અભ્યાસ કરતો ગયો, મીલોના ચાલકો જોડે જેટજેટલી મે વાતો કરી, તેમ તેમ મારી વધુ ને વધુ જ ખાત્રી થતી ગઇ છે કે ઘરેઘર રેંટિયો ચાલુ કર્યા વગર આપણો ઉદ્ધાર નથી. કોઇ પણ મીલવાળાને જઇને પૂછો તો તે કહેશે કે મીલોમાંથી જ હિંદ પોતાને જોઇતું બધું કાપડ મેળવવા માગે તો તેટલું બધું ય કાપડ આપે એટલી મીલો કહાડવાને ૫૦ વર્ષ જોઇએ. આમાં હું એટલું ઉમેરૂં છું કે જે હજારો વણકરો આજે દેશમાં હાથવણાટનું કામ કરી રહ્યા છે, તેમને દેશી મીલો સૂતર પૂરૂં પાડી શકતી ન હોવાથી તેઓ વિલાયતી સૂતર વાપરી રહ્યા છે. ફરીફરીને હું સમસ્ત હિંદના નૌજવાનોને આ ભૂલાઇ ગયેલી કળાનો જીર્ણોદ્ધાર કરી હિંદની પરાધીનતાની બેડીઓ તોડવા વિનવું છું.'



# ૧૬. જનસમાજનું સાહિત્ય.



૧. જનસમાજને કાંઇ શીખવવું હોય તો કેવું લખવું જોઇએ એ આપણે જોઇએ. આપણને આનું દૃષ્ટિબિંદુ કવિશ્રી રવીન્દ્રનાથ ઠાકુરે આપ્યું છે. કલકત્તાને વિષે એઓશ્રીએ ચિતાર આપ્યો છે કે પવિત્ર ગંગા નદીને તીરે મહાન્ ઇમારતો વસી છે, તેથી ત્યાંનો કુદરતી રળિયામણો હોવો જોઇતો દેખાવ અળખામણો થઇ પડ્યો છે. આવે સ્થળે તો આપણને કુદરતી વિચારો આવવા જોઇએ. જ્યારે તેઓ કલકત્તાનો વિચાર કરે છે, ત્યારે તેમની આંખમાંથી આંસુ વહે છે. એમણે કલકત્તાનો દાખલો લેવામાં ચાતુરી વાપરી છે. તેઓશ્રીએ જોયું કે જેવું કલકત્તા એવું જ અમદાવાદ છે, અને તેમણે કરેલા શબ્દપ્રહારો કેવળ આપણે માટે જ છે. સિડની સ્મિથમાં શબ્દપ્રહારની કળા બહુ હતી. તે 'આપણે' કહી તેના ઘા હળવા કરતો, પરંતુ આપણા કવિશ્રી તો 'અમે' શબ્દ વાપરે છે. આપણે તો આથી સમજી જ જવું જોઇએ કે એ આપણે માટે જ છે.

૨. આપણું કામ પ્રભુને ઓળખવાનું છે એ મારા જેવા મજુરનો વિચાર. પ્રભુને ઓળખવાનું ભૂલી જઇને આપણે પૈસાની પૂજા કરતા થયા, સ્વાર્થ સાધતા થયા.

૩. સાહિત્યના રસિકોને હું પૂછું છું કે તમે તમારી કૃતિ મારફત મને પ્રભુની પાસે જલ્દી મૂકશો કે કેમ ? જો મને તેઓ 'હા' માં જવાબ આપશે તો તેઓની કૃતિમાં હું ગિરફતાર થઇ જઇશ. સાહિત્યસેવકના પુસ્તકમાં મને કંટાળો ઉપજે તો મારી જડતાનો દોષ નથી, દોષ છે તેની કળાનો. શક્તિમાન્ સાહિત્યસેવકે કળાને એવી તો ખીલવવી જોઇએ કે વાંચનાર તેના વાંચનમાં લીન થાય. મને દિલગીરી થાય છે કે આપણા સાહિત્યમાં આવું ઓછું છે. આપણું સાહિત્ય અત્યારે એવું છે કે જનસમાજ તેમાંથી એકાદ વસ્તુ પણ લઇ શકે એમ નથી. આપણા સાહિત્યમાં એક પણ એવી વસ્તુ

નથી કે જે એક અઠવાડિયાને સારૂ, એક વર્ષને સારૂ કે એક જમાનાને સારૂ નભી શકે.

૪. આપણે ત્યારે જોઇશું કે અનાદિકાળથી આપણી પાસે જે પુસ્તકો છે તેમાં શું સાહિત્ય છે ? આપણાં ધર્મપુસ્તકો આપણને જેટલો રસ આપે છે તેટલો અત્યારનુ સાહિત્ય આપણને નથી આપતું. એ સાહિત્યના નમાલા તરજુમામાં જે રસ આવી શકે છે એ રસ અત્યારના સાહિત્યમાં નથી આવી શકતો. કોઇ કહેશે કે અત્યારના સાહિત્યમાં ઘણું છે. ઘણું ભલે હોય, પરંતુ તે ઘણાની શોધમાં માણસ થાકી જાય છે. તુલસીદાસ જેવું, કબીર જેવું, આપણને કોણે આપ્યું છે ?

"સુતર આવે તેમ તું રહે,
જેમ તેમ કરીને હરિને લહે."

આવું તો આપણે અત્યારે નથી જ જોઇ શકતા. અખાના જમાનામાં આપણને જે કાંઇ મળ્યું છે એ હવે કયાં છે ?

૫. વિશ વર્ષ દક્ષિણ આફ્રિકામાં રહ્યા પછી હું હિંદુસ્થાન આવ્યો અને મેં જોયું તો મને જણાયું કે આપણી દશા ભયભીત છે. પ્રજાની જ્યારે આવી દશા હોય છે, ત્યારે એ પ્રજાના ઉદ્દગારો નિર્ભયતાથી નથી નિકળી શકતા. દાબની નીચે આપણે લખવાનું હોય તો આપણા કવિત્વની ધારા પણ નહિ છૂટે, સત્ય પણ નહિ તરે. વર્તમાનપત્રોને માટે પણ આમ જ છે. જ્યાં પોતાની ઉપર પ્રેસનો કાયદો ઝૂકી રહ્યો હોય, ત્યાં સંપાદક વિચાર્યા વિના નથી લખી શકતો. સાહિત્યરસિકો ઉપર પ્રેસનો કાયદો ઝૂકી રહેલો છે, ત્યાં એક લીટી પણ છૂટથી નથી લખાતી અને એથી જ જોઇએ તેવી રીતે સત્ય નથી મૂકાતું.

૬. હિંદુસ્થાનમાં અત્યારે સંધ્યાનો સમય છે. કરોડો માણસોને એમ થઇ રહ્યું છે કે આપણામાં મોટા મોટા ફેરફારો થવાના છે, આપણું ભીખારીપણું મટી હવે આપણી ઉજ્જવળ દશા આવશે, સત્યયુગની આપણને હવે ઝાંખી થશે. આવા ઉદ્દગારો હું સ્થળે સ્થળે સાંભળી રહ્યો છું. ઘણા અત્યારે એમ સમજી રહ્યા છે કે હિંદુસ્થાન હવે એક નવું પાનું ફેરવશે. જો હિંદુસ્થાન નવું પાનું ફેરવશે તો તેમાં કયા લેખો સમાયલા હશે ? સુધારા આપણને જે મળ્યા હશે તે તો હાંસડી રૂપે જ થવાના છે,

અને આપણે આજે જેમ બળદની માફક હંકાયા જઇએ છીએ એમ હંકાયા જઇશું. આ સમયે સાહિત્યની સેવાવાળા પાસેથી તો હું ઇશ્વરનો મેળાપ અને સત્યનું દર્શન જ માગીશ. આપણા સાહિત્યસેવકોએ બતાવી જ આપવું જોઇએ કે હિંદુસ્થાન પાપી નથી, છેતરનાર નથી.

૭. [દરેક પ્રાંતમાં સાધારણ વર્ગમાં જે ભાષા પ્રચલિત હોય તે ભાષામાં નવચેતન રેડનાર સાહિત્ય ઉભું થવું જોઇએ. આપણી ગુજરાતી ભાષા કયી ? એવો પ્રશ્ન કોઇને ન થાય એમ હું માનું છું.] જે ગુજરાતી લાખો ગુજરાતના ભણેલા વતની બોલે છે અને લખે છે તે ખરી ગુજરાતી. ગુજરાતી સંસ્કૃતની દીકરી હોઇ તેનો આધાર સંસ્કૃત ઉપર હોવો જ જોઇએ, એમાં તો કોઇ શંકા ન લાવી શકે.

૮. જેમ જેમ આપણામાં પ્રજાપ્રેમ વધતો જાય છે, તેમ તેમ આપણામાં ભાષાપ્રેમ વધવો જોઇએ. જ્યારે ભાષાપ્રેમ વધશે, જ્યારે આપણું બધું આંતિક કાર્ય ગુજરાતીમાં ચાલશે, ત્યારે આપણે કેવી ગુજરાતી વાપરીશું ? આપણા કાયદાઓ કેવી ગુજરાતીમાં લખીશું, આપણી ધારાસભામાં ભાષણો કેવી ગુજરાતીમાં કરીશું ? આપણાં પાઠ્યપુસ્તકો કેવી ગુજરાતીમાં લખીશું? આપણી ઇચ્છા પ્રમાણે આપણે ગુજરાતી તરફ આપણું વર્તન રાખીએ છીએ. તે આપણા દેશ અને ભાષાપ્રેમની ન્યૂનતા સૂચવેછે. દેશપ્રેમ હોય અને ભાષાપ્રેમની ખેવના ન હોય એ અસંભવિત છે. હિંદુ, મુસલમાન અને પારસી ત્રણે કોમો ગુજરાતી બોલે છે. ત્રણે વેપારી હોઇ આખા હિંદુસ્થાનમાં અને દેશાવર ફરનારી છે. એ ત્રણેને ગુજરાતી તરીકે ઓળખાવનાર વસ્તુ તેમની ભાષા હોય. તેની સેવા ત્રણે કોમે કરવી એ તેમની ફરજ છે.

૯. રેવરંડ પોપે દક્ષિણ પ્રાંતની જે સેવા કરી છે તેવી સેવા કોઇ પણ મદ્રાસીએ નથી કરી. હું રંગી રહ્યો, એટલે દરેકનું હૃદય ચોરવાને ખાસ ઇચ્છું. દક્ષિણ પ્રાંતના ભાઇઓના હૃદય ચોરવા મારે તેમની ભાષા શીખવી પડી. રેવરંડ પોપે જે લખાણો લખ્યાં છે તેમાંથી તો હું અત્યારે કાંઇ નથી આપી શકતો, પરંતુ એટલું તો કહું છું કે તામિલ ભાષામાં કોસ હાંકનારાઓ માટે પણ જે કાવ્યો છે, કવિત્વ છે એ અલૌકિક છે. સૂર્ય ઉગ્યો પણ ન હોય, ત્યારે કોસ હંકાય છે. બાજરી, ઘઉં, સર્વ પર ઝાકળનાં મોતચ્યાં હોય છે. ઝાડનાં પાંદડાં પર બાઝી રહેલું પાણી મોતીના દાણા જેવું છે. આ માણસો,

આ કોસ હાંકનારાઓ કાંઈ આવું આવું ગાય છે. હું જ્યારે કોચરબમાં* રહેતો હતો ત્યારે કોસ હાંકનારને જોતો, સાંભળતો, પરંતુ તેના મોમાં તો બીભત્સ શબ્દો હતા. આનું કારણ શું? આનો જવાબ હું આપણા સાહિત્યસેવકો પાસે માગું છું

૧૦. સાહિત્ય પરિષદને હું કહું છું કે આપણા કોસ હાંકનાર જેવાના મોંમાંથી અપશબ્દો કઢાવો અને નહિ તો આપણી અવનતિનું પાપ તમારે શિર રહેશે. સાહિત્યના સેવકોને હું એમ પૂછું છું કે પ્રજાનો મોટો ભાગ કેવો છે અને તેવાને માટે તમે શું લખશો? સાહિત્ય પરિષદને હું એમ જ કહીશ કે તમારામાં જે ન્યૂનતા છે તે કહાડો, કહાડો, કહાડો.

૧૧. શુદ્ધ વિચારો, શુદ્ધ કાર્યો, શુદ્ધ ભાવોની અસર પ્રજાની ઉપર ઘણી ઉંડી પડે છે. શુદ્ધ ભાવનાઓને આપણે આપણી સહચારિણી બનાવી દઈએ તો તે વડે આપણે આ સંસારનો વિકટ માર્ગ ઘણી સહેલાઈથી કાપી શકીએ.

૧૨. પ્રજાની આગળ નિર્દોષ સાહિત્ય જ મૂકાય એ બેશક ઇચ્છવા જેવું છે. ઝેરભર્યાં લખાણોથી પ્રજા દૂર રહે એ પણ ઇચ્છવા જેવું છે: પણ આવા સુધારા બળાત્કારે નથી થઈ શકતા. પ્રજાના વાંચનનો આધાર પ્રજાની કેળવણી ઉપર રહે છે. એટલે પ્રજાનો શોખ અખબારો કે પુસ્તકો વાંચવાના ભારે પ્રતિબન્ધો કરીને નથી કેળવી શકાતો.

૧૩. લુઈને પુસ્તક લખવાનો વિચાર થયો, અને વિચાર થયા પછી તેણે પોતાના છોકરાઓ માટે પુસ્તક લખ્યું. તેના છોકરાઓએ તો એ વાંચીને લાભ લીધો અને અત્યારના આપણા પુરુષો, સ્ત્રીઓ અને બાળકો પણ એ વાંચી તેનો લાભ લઈ શકે છે. હું આપણા સાહિત્યસેવકો પાસે આવું સાહિત્ય માગું છું. હું બાણભટ્ટની કાદંબરી નથી માગતો, પરંતુ તુલસીદાસનું રામાયણ માગું છું. કાદંબરી હંમેશાં રહેશે કે કેમ એ વિષે મને શંકા છે, પરંતુ તુલસીદાસનું આપેલું તો હંમેશાંને માટે રહેવાનું છે. અત્યારે તો સાહિત્યમાં આપણને રોટલી, ઘી અને દૂધ મળવા દો;

---

* સત્યાગ્રહાશ્રમ પહેલાં આ સ્થળમાં હતું.

પછીથી આપણે તેમાં બદામ, પીસ્તાં વિગેરે મેળવીશું અને કાદંબરી જેવું કાંઇક બનાવીશું.

૧૪. ગુજરાતની રાંકડી પ્રજા, માધુર્યવાળી પ્રજા, જેની સજ્જનતાનો પાર નથી, જે પ્રજા આટલી બધી ભોળી છે, જે પ્રજાને ઇશ્વરમાં અખંડ વિશ્વાસ છે, એ પ્રજાને જો આગળ વધવું હોય તો સાહિત્યસેવકોએ મજુરો, કોસ હાંકનારાઓ અને એવા બીજા માટે પોતાનાં કાવ્યો રચવાં જોઇએ, એવા માટે લખવું જોઇએ.

૧૫. આપણી પ્રજા સત્ય લખતી, સત્ય બોલતી અને સત્ય આચરતી થાય એ મારી અંતઃકરણની પ્રાર્થના છે.



# ૧૭. સવાલજવાબ.



૧. સ૦—શું પ્રચલિત શિક્ષણપ્રથા ખોટી છે?

જ૦—હું કહું છું કે 'હા તે ખોટી છે.' કેળવણીનું વાહન અંગ્રેજી હોવાથી વિદ્યાર્થીના મગજ ઉપર બેવડો બોજો મૂકાયો છે. હું મારા વિચારો તમને શું કહું? પ્રોફેસર જદુનાથ સરકાર જેવા કહે છે કે આ પરદેશી વાહનની પ્રથાથી કેળવાયેલા વર્ગનાં મગજ નિર્વીર્ય થઇ ગયાં છે. કલ્પનાશક્તિ કે સૃજનશક્તિ આપણામાંથી કેવળ નષ્ટ થઇ છે. આપણો સમય બધો પારકી ભાષાના ઉચ્ચારો અને રૂઢિપ્રયોગો યાદ રાખવામાં વ્યતીત થાય છે. એ કામ જ એક વેઠ જેવું છે અને પરિણામ એ આવ્યું છે કે આપણે યુરોપીય સુધારાના શાહીચૂસ બન્યા છીએ. તેમાંથી સરસ વસ્તુ લેવાને બદલે તેના ક્ષુલ્લક અનુકરણ રૂપ બન્યા છીએ. બીજું પરિણામ એ આવ્યું છે કે આપણી અને સામાન્યવર્ગની વચ્ચે મોટું દરિયા જેવડું અંતર પડી ગયું છે. આપણે તેઓ સમજે તેવી ભાષામાં તેમને રાજકીય વિષય તો શું પણ શરીરસ્વાસ્થ્ય અને જનસુખાકારીનાં તત્ત્વો પણ નથી સમજાવી શકતા. આ જમાનામાં અસલના બ્રાહ્મણો જેવા બૂરા આપણે બની ગયા છીએ, બલ્કે તેમના કરતાં વધારે ખરાબ; કારણ તેમનાં અંતર મલિન ન હતાં. તેઓ રાષ્ટ્રની સભ્યતાના 'ટ્રસ્ટી' રૂપ હતા. આપણે તો તે યે નથી રહ્યા. આપણે તો આપણી કેળવણીનો અયોગ્ય ઉપયોગ કરી રહ્યા છીએ, અને સામાન્ય વર્ગના તો જાણે મુરબ્બીઓ હોઇએ એવું વર્તન રાખી રહ્યા છીએ. આ વિચારો મારા આજના નથી, પણ અનેક વર્ષના અનુભવના ફળ રૂપ છે. એક વાત કહેવી ભૂલી ગયો. આ પ્રથાથી અમારો આત્મા હણાયો છે એ તો મેં કહ્યું નહિ. અંગ્રેજો અધાર્મિક કેળવણીની જ પૂજા કરતા આવ્યા છે, એટલે હિંદુઓને ધાર્મિક કેળવણી કશી મળી શકી નથી. ઇંગ્લાંડમાં તો

આ દુષ્પરિણામ છેક નથી આવ્યું. ત્યાં તો ધર્મગુરુઓ કાંઇક ધર્મશિક્ષણ આપવાનો પ્રબંધ કરી લે છે.

૨. સ૦—એ શિક્ષણપદ્ધતિના ખાસ દોષો જણાવશો?

જ૦—એક તો એ કે નિશાળોમાં કશું ખરૂં નૈતિક કે ધાર્મિક શિક્ષણ અપાતું જ નથી. બીજો દોષ એ કે શિક્ષણ અંગ્રેજી ભાષા મારફત અપાતું હોવાથી છોકરાઓના મગજને બેહદ તાણ પડે છે, અને પરિણામે નિશાળોમાં અપાતા ઉંચામાં ઉંચા વિચારોને છોકરાઓ ગ્રહણ કરી શકતા નથી.

૩. સ૦—તમે એને બદલે કેવી પદ્ધતિ અમલમાં મૂકો? તમારા મત પ્રમાણે દેશી ભાષા મારફત શિક્ષણ અપાવું જોઇએ, અને શિક્ષણક્રમમાં ધાર્મિક કેળવણીને સ્થાન મળવું જોઇએ. એમ જ ને?

જ૦—આ બે દોષો તો નિકળી જવા જ જોઇએ. એ ઉપરાંત આધુનિક શિક્ષણપદ્ધતિમાં અંગત તત્ત્વ નથી. શિક્ષકોએ વિદ્યાર્થીઓ જોડે અંગત સંબન્ધ કેળવવો જોઇએ તે આજકાલ બિલકુલ જોવામાં નથી આવતો. હાલના કરતાં વધારે સારા અને વિશેષ સંસ્કારી શિક્ષકોનો વર્ગ જોઇએ. આ ત્રણ દોષો નિકળી જાય તો શિક્ષણપદ્ધતિ આજ સૂધરે.

૪. સ૦—અધકચરી કેળવણીને તમે અભણપણાથી વધારે ભયંકર ગણો છો એ શું ખરૂં છે?

જ૦—તદ્દન સાચું છે.

૫. સ૦—એમ માનવાનાં તમારાં કારણો : દર્શાવશો ?

જ૦—કારણકે આખા હિન્દુસ્થાનમાં મુસાફરી કરતાં મેં જોયું છે કે દેશની અભણ પ્રજાના કરતાં અધકચરી કેળવણી પામેલા જુવાનીઆઓ જ ઘણા વધારે બિનજવાબદાર અને અવિચારી છે. એ અર્ધદગ્ધ જુવાનીઆઓના મુકાબલામાં અભણ પ્રજા તો ઘણે દરજ્જે ઠરેલ મનની છે. મને ખાત્રી છે કે જો આ અધભણેલા યુવકવર્ગને એ અવળે માર્ગેથી પાછો વાળી શકાય, તો દેશની આગળ ઉભો થયેલો સવાલ એકદમ સહેલો થઇ જાય.

૬. સ૦—તમે અધભણેલા કોને કહો છો?

જ૦—દાખલા તરીકે હાઇસ્કુલનાં ધોરણ સુધી પહોંચેલો અને થોડુંક અંગ્રેજી જાણનારો અને એથી પણ ઓછું અંગ્રેજી ઇતિહાસનું જ્ઞાન ધરાવનારો એકાદ છોકરો. એ છાપાંઓ વાંચે છે અને તેને અધકચરાં સમજીને પોતાના મનમાં અગાઉ બંધાયેલા ચોક્કસ વિચારોને ફેરવવાને બદલે એ જ ઘર કરી બેઠેલા વિચારોને છાપાંમાંની વાતોથી એ પોષે છે માત્ર. હિન્દુસ્થાનની સુખશાંતિને માટે આવો માણસ તદ્દન અભણ માણસના કરતાં અનેકગણો વધારે ભયંકર છે.

૭. સ૦—ત્યારે તમે એનો શો ઉપાય કરો?

જ૦—હું મારી ઢબના ઉપાય કરી રહ્યો છું અને કંઇક એવું પણ માની રહ્યો છું કે મેં એમાં ધાર્યા કરતાં વધુ સફળતા મેળવી છે.

૮. સ૦—એ કઇ રીતે?

જ૦—એ રીતે કે આવાં માણસો સુદ્ધાં જ્યારે તમે એમને વિનવો છો, ત્યારે જોકે અભણ માણસોના કરતાં તમને ઘણી વધારે માથાઝીક કરાવે છે, છતાં જો તમે ધીરજ ન ખોઇ બેસો તો અંતે તમારી દલીલમાં રહેલું સત્ય કબૂલ કરે છે અને તમારી શીખામણ સાંભળે પણ છે.

૯. સ૦—એટલે તમે એમ કહો છો કે એવા હાઇસ્કુલ સુધી શિક્ષણમાં પહોંચેલા લોકો વધુ શિક્ષણ લેવાને તૈયાર હોય છે. માત્ર તમે તેમને સારે માર્ગે દોરવવા ઇચ્છો, ત્યારે તેઓ સહેજમાં તમારું કહ્યું ન માનતાં ખૂબ માથાઝીક કરાવે છે. એમ જ ને?

જ૦—મારા અભિપ્રાય મુજબ તો આજની આપણી આખી શિક્ષણપદ્ધતિ જ એવી ખરાબ છે કે તે માણસને બધી કેળવણી પૂરી કર્યા પછી પણ સ્થિર મનનો અને ઠરેલ વિચારનો નથી બનાવતી. હકીકતમાં આજે એટલા બધા ઉંચી કેળવણી લીધેલા હિન્દીઓ આપણી વચ્ચે છે કે તેમના દાખલાઓ ઉપરથી આપણે વગર આનાકાનીએ સામાન્ય અભિપ્રાય બાંધી શકીએ. હું વગરબીકે મારો ચોક્કસ મત પ્રગટ કરી શકું છું, કારણકે મારી પાસે પૂરતી માહિતી તેમ જ સંખ્યાબંધ માણસો એ દિશાએ કામ કરનારાં તેમ જ પ્રયોગ કરી જોવાનાં સાધન બનનારા છે, અને તેથી હું

એવા ચોક્કસ નિર્ણય ઉપર આવ્યો છું કે આપણી આખી શિક્ષણપદ્ધતિ જ જડમૂળથી સડેલી છે અને તેને તદ્દન નવેસર રચવાની જરૂર છે.

૧૦. **સ૦**—ખરી વાત તો એ છે કે લૂંટેલા ધનથી તમે તમારાં બાળકોને કેળવણી નથી આપવા માગતા; નહિ ?

**જ૦**—હા, લૂંટેલા ધનમાંથી જ નહિ, પણ લૂંટ કરનારાઓના વાવટા નીચે પણ નહિ. જે સરકારની તરફ અમને બિલકુલ નિષ્ઠા રહી નથી, પ્રેમ રહ્યો નથી, તે સરકારના હાથ નીચે ચાલતી શાળાની સાથે આપણે લેવાદેવા ન હોવી જોઇએ. હું તમને એક સાદી વાત કહું. એક વખત એવો હતો કે હું પોતે 'God Save the King' ( જીવો બહુ વર્ષ મહારાજા ) અતિશય ઉમંગથી લલકારતો એટલું જ નહિ, પણ મારા અંગ્રેજી ન જાણનારા છોકરાઓને પણ એ ગીત મેં કંઠે કરાવ્યું હતું. હું આફ્રિકાથી રાજકોટ આવ્યો, ત્યારે ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓને પણ મેં આ ગીત શીખવાડ્યું, કારણ હું સમજતો કે સાચા રાજનિષ્ઠ માણસને તો એ ગીત આવડવું જ જોઇએ. પણ આજે શી સ્થિતિ છે ! હું એ ગીત મારા હૃદય ઉપર હાથ મૂકી આજે ન જ ગાઇ શકું, તેમ કોઇને ગાવાનું ન કહી શકું. રાજા જ્યૉર્જ એક સજ્જન તરીકે ઘણું જીવો એમ હું કહું; પણ મનુષ્ય અને દેવની આગળ અધમ બનેલું સામ્રાજ્ય તો ક્ષણમાત્ર પણ જીવો એમ હું નથી ગાઇ શકતો.

૧૧. **સ૦**—આપણી યુનિવર્સિટીઓ તો હિંદીઓ ચલાવે છે, તેની policy ઘડનારા પણ હિંદીઓ હોય છે.

**જ૦**—હા, સાચી વાત. યુનિવર્સિટીવાળાઓ મારૂં સાંભળે તો તેમને હું એમ જ કહું કે તમે તમારા 'ચાર્ટર' ફાડી નાખો પછી તે મારી જ છે એમ હું કહું. સરકારની પાસેથી મળતા પૈસા બંધ થશે એમ તેઓ કહે તો હું તેને બાંહેધરી આપવાને તૈયાર છું કે પૈસા હું લાવી આપીશ. માત્ર તમારી યુનિવર્સિટીઓને રાષ્ટ્રીય બનાવો એટલું જ કહી રહ્યો છું. પંડિતજીને પણ મેં શું કહ્યું ? 'વાઇસરૉયને ચાર્ટર પાછો આપી દો, અને મહારાજાઓને પૈસા પાછા જોઇતા હોય તો તેમના પૈસા પણ પાછા આપી દો. પૈસા ઘટશે તેની ભિક્ષા માગીશું. તમે મહારાજાઓની પાસે ભીખ માગવાની અનનુકરણીય શક્તિ ધરાવો છો તો હું સામાન્ય વર્ગ પાસે ભીખ માગવાની થોડી શક્તિ ધરાવું છું.'

૧૨. સ૦—પણ 'ચાર્ટર' શું બગાડ્યું ?

જ૦—અરે 'ચાર્ટર' આવ્યો તેની સાથે સરકારનું બધું આવ્યું. 'ચાર્ટર' છે માટે જ હિંદુવિદ્યાપીઠ ડ્યુક ઑફ્ કૉનોટને માન આપી શકી. હું તે કેમ સાંખી શકું ?

૧૩. સ૦—કોઇ પણ રાષ્ટ્રીય શિક્ષણમંદિરમાંથી પસાર થનાર વિદ્યાર્થી પોતાના જીવનને માટે ધંધાની હાયમાંથી મુક્ત રહેશે કે ?

જ૦—રહેવો જોઇએ. તેટલી મુક્તિ પણ ન આપે તે વિદ્યા જ નથી. એ જ વિદ્યા, જે ત્રિવિધ—આર્થિક, સામાજિક અને આધ્યાત્મિક મુક્તિ અપાવે. જેને પ્રથમ પ્રકારની મુક્તિ નથી તેને બીજી અસંભવિત છે.

૧૪. સ૦—રાષ્ટ્રીય સંસ્થાના નોકરને સ્વાર્થત્યાગ એ ધર્મ હોવો ન જોઇએ ?

જ૦—અવશ્ય હોવો જોઇએ. જે સ્વાર્થત્યાગ ન કરી શકે એ રાષ્ટ્રનો નોકર ન બની શકે એવી મારી માન્યતા છે.

૧૫. સ૦—સ્નાતકે પોતાની જિંદગી દેશસેવામાં અર્પવી ન જોઇએ ?

જ૦—હંમેશાંને સારૂ એ નિયમ લાગુ નથી પડતો. જ્યારે રાષ્ટ્ર ધાર્મિક રીતે ઘડાય, ત્યારે પ્રામાણિકપણે નિર્ભય જીવન ગાળનાર સહુ સેવા જ કરે છે.

૧૬. સ૦—સરકારી શાળામાં અપાતા જ્ઞાનની સાથે ચારિત્ર્ય નથી હોતું એમ માનીએ છીએ, તેનો અર્થ એ નથી કે રાષ્ટ્રીય શાળામાં ચારિત્ર્યને પ્રધાનપદ મળવું જોઇએ ?

જ૦—એ અર્થ છે જ. જ્ઞાન પણ ચારિત્ર્યને અર્થે અપાવું જોઇએ. જ્ઞાન સાધન છે, ચારિત્ર્ય સાધ્ય છે.

૧૭. સ૦—તેથી રાષ્ટ્રીય શિક્ષકોમાં ચારિત્ર્ય આવશ્યક ગણશો ?

જ૦—જરૂર.

૧૮. સ૦—તેથી મદિરાપાન કરનારો, બીડી પીનારો શિક્ષક ત્યાજ્ય નથી ?

જ૦—આપણે એટલી કોટિએ તો ચડ્યા જ છીએ કે જેથી દારૂ પીનાર શિક્ષકોનો ત્યાગ કરી શકીએ. બીડીને વિષે એટલું કહેવાની મારી

હિમ્મત નથી. બીડી પીનાર બીજી રીતે ચારિત્ર્યવાન્ હોઇ શકે એવો મારો અનુભવ છે. ચારિત્ર્ય નિહાળતાં આપણે ચારિત્ર્યશૂન્ય ચોકીદાર ન બનીએ, એ પણ જરૂરનું છે.

૧૯. સ૦— મેટ્રિક થતાં માંદા પડે, બી. એ. થતાં બેહાલ થાય, એ શોચનીય નથી?

જ૦—મારૂં ચાલતું હોય તો રોગી વિદ્યાર્થીનું અક્ષરજ્ઞાન હું બંધ જ કરૂં.

૨૦ સ૦—રાષ્ટ્રીય શિક્ષા પામનારની બધી શક્તિઓ પૂરી ન ખીલવી જોઇએ?

જ૦—જોઇએ જ. તન દુરસ્તનું જ મન દુરસ્ત, અને મન દુરસ્ત તો જ આત્મા દુરસ્ત એ સીધો ન્યાય જણાય છે.

૨૧. સ૦—૨૧ વર્ષની નીચેના પરણેલા વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય શાળામાં દાખલ થવાનો પ્રતિબંધ ન હોવો જોઇએ?

જ૦—હોવો તો જોઇએ. શાળાનો વિદ્યાભ્યાસ વિવાહિત જીવનનો વિરોધી છે.

૨૨. સ૦—એક વખત ઘરભંગ થયેલાને ફરી ન પરણવું જોઇએ એવું શિક્ષણ ન અપાવું જોઇએ?

જ૦—એવું શિક્ષણ મને ગમે ખરૂં.

૨૩. સ૦—રાષ્ટ્રીય શાળામાં દેહદંડને સ્થાન હોય કે?

જ૦—ન જ હોય.

૨૪. સ૦—જો વિદ્યાર્થીને રાષ્ટ્રીય શિક્ષણ તરફ તિરસ્કાર થાય તો દોષ કોનો?

જ૦—સામાન્ય રીતે શિક્ષક અને વિદ્યાર્થી બન્નેનો હોય છે. વધારે વાર શિક્ષકનો.

૨૫. સ૦—શિક્ષણક્રમમાં ભાષા વધી જતી નથી?

જ૦—એક જ ગોત્રની ઝાઝી ભાષાનો બહુ બોજો ન લાગે. જેમકે હિંદુસ્તાની, ગુજરાતી, મરાઠી, બંગાળી એમ ચાર ભાષા કોઇ શીખે તો

ઓછા બોજાથી શીખી લે એમ માનું છું. પણ અંગ્રેજી, ગ્રીક, લૅટિન, આરબ્બીનો મેળ ન મળે.

૨૬. સ૦—શિક્ષકનું પદ પ્રધાન કરતાં વધારે નહિ? વાઇસરૉયના જો હજાર હોય તો શિક્ષકના બે હજાર ન હોવા જોઇએ?

જ૦—વાઈસરૉયની નોકરીની કિમ્મત હોય; શિક્ષકની હોય જ નહિ. તેથી શિક્ષકો હંમેશાં ગરીબ જ હોવા જોઇએ. તે તો ખાઇને ભણાવે. વાઈસરૉય તો પોતાની કિમ્મત માગે છે. શિક્ષક કિમ્મત માગે તો નકામો થયો.

૨૭. સ૦—શિક્ષક પોતાની નીચે ભણનારી કન્યાને વરે? વિદ્યાર્થી પોતાની સાથે ભણનારી કન્યાને વરે?

જ૦—મને તો બન્ને અતિશય અયોગ્ય લાગે છે. મારી નીચે ભણનારી બાળાને મારી દીકરીના જેટલું રક્ષણ હોવું જોઇએ. મારી સાથે ભણનારી બાળાને સગી બહેનના જેટલું રક્ષણ હોવું જોઇએ. સહાધ્યાયીની વચ્ચે ભાઇબહેનનો જ નિર્મળ સંબંધ શોભે. પહેલા સવાલના જવાબ વિષે મને શંકા નથી. બીજાના જવાબ વિષે આજના સમયમાં જ્યાં હજારો બાળકો અને બાળા એક જ નિશાળમાં ભણતા હોય, ત્યાં જરા કઠિનતા જોઉં છું, પણ મેં જેટલી સંસ્થાઓ ચલાવી છે તેમાં ઉપરના નિયમનું પાલન ફરજ્યાત રાખેલું છે, અને તેનું પરિણામ સારૂં જ અનુભવ્યું છે.

૨૮. સ૦—તમે અંગ્રેજી ભાષામાં કેમ લખો છો?

જ૦—કેમકે મારી પાસે પડેલી મૂડી હું દેશને સારૂ ખર્ચી નાખવા માગું છું.

૨૯. સ૦—કેવળ રેંટિયાનું જ ધ્યાન કીધાથી ચાલુ કેળવણી ભૂલી જવાશે એમ શું આપ નથી માનતા?

જ૦—રેંટિયાની પ્રવૃત્તિથી સ્વતંત્ર થઇ અક્ષરજ્ઞાન લેવા માટે આપણે ખરી લાયકાત મેળવીશું. એટલે એ રેંટિયાની પ્રવૃત્તિથી તો હાલની કેળવણી સતેજ થઇ રહેશે.



# ૧૮. સુભાષિત.

૧. આપણે આત્માને કેમ શોધી શકીએ અને દેશસેવા કેવી રીતે કરી શકીએ ? આત્માને શોધવા સારૂ પ્રથમ તો નીતિ દઢાવવી જોઇએ. નીતિ એટલે અભય, સત્ય, બ્રહ્મચર્ય વિગેરે ગુણોનું સંપાદન કરવું તે. આમ કરતાં દેશસેવા તેની મેળે થઇ શકે છે. મારો વિચાર એવો છે કે શહેરોમાં, જ્યાં માણસો બહુ સંકડાશથી રહે છે, જ્યાં ઘણી લાલચો રહેલી છે, ત્યાં નીતિ મેળવવી બહુ કઠણ છે. તેથી જ્ઞાની પુરુષોએ ગામડા જેવું એકાંત સ્થળ બતાવ્યું છે. ખરી નિશાળ અનુભવ છે. જેવો અનુભવ ગામડામાં મળે છે તેવો બીજે નથી મળતો. આત્માને શોધવાના વિચાર પણ ત્યાં જ થઇ શકે છે.

૨. માણસ સૂળીએ બેઠો પણ પોતાનાં વ્રત જાળવી શકે છે. એ વેળા જે જળવાય તે જ ખરૂં વ્રત છે. જો નીતિ એ આપણને સ્વાભાવિક થઇ પડે, આપણા હાડમાં ઘર કરે, તો તે જળવાય જ, અને તેટલે દરજ્જે તેને કેળવવી એ આપણું બધાનું કર્તવ્ય છે.

૩. મને લાગે છે કે જ્યારે નીતિની સાંકળોમાં આપણે આવી પડીએ, ત્યારે અમુક પગલાં ભરવાની માબાપ ના પાડે તો તેમાં મૂંગા બેસવા બંધાયા છીએ, પણ જ્યારે અમુક પાપ કરાવવા માગે ત્યારે ન કરીએ. આમાં પ્રહ્‌લાદજીના દાખલા ઉપરાંત કંઇ પણ બતાવી શકાય તેમ નથી. વળી પિતાના હૂકમથી શારીરિક દુઃખ બધું ઉઠાવીએ, આત્મિક દુઃખ હોય જ નહિ.

૪. દેશમાં તમે ઉંચા દરજ્જાના બ્રહ્મચારી ગણાઓ અને તમારૂં વર્તન એવું સ્વાભાવિક રીતે સંયમી હોય કે તેની છાપ બીજા ઉપર પડ્યા વિના ન જ રહે, એવું હું ઇચ્છીશ. તેને માટે તમારામાં ઉદ્યોગવૃત્તિ અભ્યાસવૃત્તિ, અને શુદ્ધવૃત્તિ હોવાં જોઇએ. છાપ પાડવાને અર્થે કરેલી છાપ પડતી નથી. પણ પોતાને જે પસંદ પડે છે, એટલે તમારે જે કરવાનું

છે તેનો તમારે જ પસંદ કરી વિચાર કરવાનો છે; અને પછી તે વસ્તુને મરણ પર્યન્ત વળગી રહેવું જોઇએ.

૫. તમે જે કરો તે વિચારપૂર્વક નિડરપણે સ્વતંત્ર રહી કરજો. તમે તમારા કલ્યાણાર્થે શું કરવા ધારો છો, એ પહેલું જાણવાનું છે અને તે પ્રમાણે આચારવાનું છે. દેખાદેખીએ મૂઢ દિશામાં કરેલું કાર્ય નિષ્ફળ છે એમ સમજજો.

૬. તમે [ તમારા ગમે તે ધંધામાં ] રહી શકો છો, અને નીતિ જાળવી શકો છો. તેમાં તમારૂં શિક્ષણ છે. જે જિંદગી ભોગવવાની તમે ઇચ્છા રાખો છો તેની પ્રથમ તૈયારી કરો. વળી તમે અડગ પ્રામાણિકતા જાળવીને તમારા ધંધામાં ઉપકાર કરી શકશો.

૭. જે સ્થિતિને વિષે આપણે વીતરાગ હોઇએ તે સ્થિતિમાં રહેતાં આપણે દુઃખ પામીએ, પણ ભ્રષ્ટ તો ન જ થઇએ. પ્રહ્લાદજી રાક્ષસોની વચ્ચે વિષ્ણુના ભક્ત રહ્યા તે કંઈ તેને મુસ્કેલ હતું એમ મને નથી લાગતું, કેમકે રાક્ષસી પ્રવૃત્તિ વિષે પોતે સંપૂર્ણપણે વીતરાગી હતા.

सियरामप्रेम पीयूषपूरण, होत जन्म न भरतको
मुनिमन अगम यम नियम शम दम, विषम, व्रत आचरत को ।
दुःखदाह दारिद्य दंभ दूषण सुयश मिसु अपहरत को ।
कलिकाल तुलसीसे शठहि हठि राम सन्मुख करत को ॥

૮. આ છંદ અયોધ્યાકાંડમાં છેલ્લો છે; તે વિચારી જજો. મારા કાનમાં તેના ભણકારા વાગ્યા જ કરે છે. કઠણ કાળમાં ભક્તિને પ્રધાનપદ મળ્યું છે. તે ભક્તિ કરવાને સારૂ પણ યમ નિયમાદિ તો જોઇએ જ. તેમાં આપણી કેળવણી જડ છે. તે વિનાની બધી હુશિયારી તે ફોકટ છે, એમ હું તો ક્ષણે ક્ષણે જોઉં છું.

૯. હું નિશાળમાં કેળવણીની વિરુદ્ધ નથી, પણ છાપની વિરુદ્ધ છું. હાલની નિશાળમાં એક બાધ માસ્તરો નીતિવાન્ નહિ, અને છોકરાઓ તેનાથી અળગા રહે એ બીજો બાધ, કેટલાક વિષયોમાં નકામો વખત જાય એ ત્રીજો બાધ; અને એ નિશાળો ઘણી વેળા આપણી બેડીની નિશાની રૂપ હોય છે એ ચોથો બાધ.



# આધારની નોંધ.

૧. ન. જી.=નવજીવન. ૨. હિં. સ્વ.=હિંદ સ્વરાજ્ય. ૩. યં. ઈ=યંગ ઇન્ડિયા. ૪. સ.=સર્વોદય. ૫. વિ. સૃ.=મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ. ૬. સ્પી. રા.=સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઓફ મહાત્મા ગાંધી. ૭. આ. જ્ઞા.= આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન. ૮. જે. અ.=મારો જેલનો અનુભવ. ૯. ઈ. ઓ.=ઇંડિન્યન ઓપિનિયન. ૧૦. ઈ. હો.=ઇન્ડિયન હોમરૂલ ફોરવર્ડ. ૧૧. અમારૂં લખાણ આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલું છે. ૨. પૃ.=પૃષ્ઠ. ૧૩. નં.=નંબર. ૧૪. તા.=તારીખ-માસ-વર્ષ.

### ૧. કેળવણીનો ઉદ્દેશ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૩ | વિ. સૃ. | પૃ. ૩૧૧ |
| ૩-૬ | ,, | ,, ૩૧૨ |
| ૬ | ,, | ,, ૩૧૩ |
| ૭ | પત્રો | નં. ૮૧ |
| ૮ | વિ. સૃ. | પૃ. ૩૧૩ |
| ,, | ,, | ,, ૩૧૪ |
| | ,, | ,, ૨૮૬ |
| ,, | ,, | ,, ૨૮૭ |
| ૧૦-૧૧ | ,, | ,, ૩૧૩ |
| ૧૧-૧૨ | ,, | ,, ૩૧૪ |
| ૧૩-૧૫ | પત્રો | નં. ૫ |
| ૧૪-૧૫ | ,, | ,, ૮ |
| ૧૬ | વિ. સૃ. | પૃ. ૨૫૦ |
| ૧૭ | અપ્રાપ્ત | |

### ૨. અક્ષરજ્ઞાનનું સ્થાન.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | હિં. સ્વ. | પૃ. ૮૬ |
| ૧-૩ | હિં. સ્વ. | પૃ. ૮૭ |
| ૩-૫ | ,, | ,, ૮૮ |
| ૪-૫ | ,, | ,, ૮૯ |
| ૬ | ન. જી. | ૩૦-૧૦-૨૧ |
| ૭ | પત્રો | નં. ૮ |
| ,, | ન. જી. | ૧૧-૭-૨૦ |
| ૮ | ,, | ૧૦-૧૦-૨૦ |
| ૯ | પત્રો | નં. ૧ |
| ૧૦ | ,, | ૩ |
| ૧૧ | ,, | નં. ૧૨ |
| ૧૨ | ,, | ૪ |
| ૧૩-૧૪ | હિં. સ્વ | પૃ. ૮૯ |
| ૧૪ | ,, | ,, ૯૦ |
| ૧૫ | ન. જી. | ૧૪-૧૨-૧૯ |
| ૧૬-૧૭ | | અપ્રાપ્ત |

### ૩. ધાર્મિક કેળવણી.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૩ | વિ. સૃ. | પૃ. ૩૧૫ |
| ૪-૬ | વિ. સૃ. | પૃ. ૩૧૬ |

### ૪. સ્રીકેળવણી.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૪ | વિ. સૃ. | પૃ. ૨૮૨ |
| ૫ | ,, | ,, ૨૮૩ |
| ૬ | ,, | ,, ૨૧૨ |
| ,, | ,, | ,, ૨૧૩ |
| ૭ | ,, | ,, ૨૮૩ |
| ૮ | ,, | ,, ૨૧૫ |
| ૯ | ,, | ,, ૨૮૪ |

### ૫. ગૃહકેળવણી

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૩ | અપ્રાપ્ત | |

### ૬. સરકારી કેળવણીની ખામીઓ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | યં. ઈ. | પૃ. ૩૮૬ |
| ૨-૭ | ,, | ૧-૯-૨૧ |
| ૮ | ન. જી. | ૫-૫-૨૧ |
| ૯-૧૨ | ,, | ૮-૫-૨૧ |
| ૧૩-૧૫ | યં. ઈ. | ૧-૯-૨૧ |
| ૧૩-૧૪ | પત્રો | નં. ૭૮ |

### ૭. કેળવણીનું વાહન.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | વિ. સ્વ. | પૃ. ૨૫૬ |
| ૨ | ,, | ,, ૨૪૭ |
| ૩ | ,, | ,, ૨૬૨ |
| ,, | ,, | ,, ૨૪૯ |
| ૩-૪ | ,, | ,, ૩૨૩ |
| ૫ | ,, | ,, ૨૬૨ |
| ,, | ,, | ,, ૨૬૩ |
| ૬ | ,, | ,, ૩૮ |
| ,, | ,, | ,, ૩૯ |
| ૭ | ,, | ,, ૨૬૩ |
| ,, | ,, | ,, ૨૬૪ |
| ૮ | ,, | અપ્રાપ્ત |
| ૯ | ,, | પૃ. ૨૬૭ |
| ૧૦ | ,, | ,, ૨૭૦ |
| ૧૧ | ,, | ,, ૨૭૧ |
| ૧૨-૧૪ | યં. ઇ. | ૧-૯-૨૧ |

### ૮. કેળવણીનો પ્રબંધ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૩ | ન. જી. | ૨૬-૨-૨૨ |
| ૪ | વિ. સ્વ. | પૃ. ૨૮૫ |
| ૫-૬ | ન. જી. | ૨૧-૯-૧૯ |
| ૭ | વિ. સ્વ. | પૃ. ૨૮૫ |
| ૮ | ન. જી. | ૧૧-૧૦-૨૧ |
| ૯ | વિ. સ્વ. | પૃ. ૨૮૫ |
| ૧૦ | ,, | ,, ૨૦૫ |
| ૧૧ | ન. જી. | ૧૮-૧૧-૨૦ |
| ૧૨ | વિ. સ્વ. | પૃ. ૨૮૭ |
| ૧૨-૧૪ | ,, | ,, ૨૮૮ |
| ૧૫ | ન. જી. | ૧૦-૧૧-૨૦ |
| ૧૬ | ,, | ૨૨-૧-૨૨ |
| ૧૭-૧૮ | ,, | ૧૫-૧૨-૨૧ |

### ૯. શિક્ષણનો વિષય.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | વિ. સ્વ. | પૃ. ૨૧૨ |
| ૨-૩ | ,, | ,, ૨૭૮ |
| ૪ | ,, | ,, ૨૮૦ |
| ૫-૬ | ,, | ,, ૨૫૧ |
| ૭ | ,, | ,, ૨૫૨ |
| ૮ | ,, | ,, ૩૨૩ |
| ,, | ,, | ,, ૩૨૪ |
| ૯ | ,, | ,, ૨૫૩ |
| ૧૦ | હિં. સ્વ. | અપ્રાપ્ત |
| ૧૧ | વિ સ્વ. | પૃ. ૨૫૩ |
| ૧૨ | અપ્રાપ્ત | |
| ૧૩ | વિ. સ્વ. | પૃ. ૨૭૮ |
| ૧૩-૧૬ | ,, | ,, ૨૭૯ |
| ૧૭ | ,, | ,, ૨૫૪ |
| ૧૮ | ,, | ,, ૨૮૦ |
| ૧૯ | ન. જી. | ૮-૫-૨૧ |
| ૨૦ | ,, | ૨૧-૮-૨૧ |
| ૨૧-૨૨ | ,, | ૮-૫-૨૧ |
| ૨૩-૨૪ | વિ. સ્વ. | પૃ. ૨૮૦ |
| ૨૪ | વિ. સ્વ. | પૃ. ૨૮૧ |
| ૨૫ | ,, | ,, ૩૧૪ |
| ,, | ,, | ,, ૩૧૫ |
| ૨૬ | ,, | ,, ૨૮૧ |
| ,, | ,, | ,, ૨૮૨ |

### ૧૦. ગુજરાતી ભાષા.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૨ | વિ. સ્વ | પૃ. ૨૫૯ |
| ૨ | ,, | ,, ૨૫૮ |
| ૩ | ,, | ,, ૨૭૦ |
| ૪-૬ | ,, | ,, ૨૪૮ |
| ૭ | ,, | ,, ૨૫૮ |
| ૭-૮ | ,, | ,, ૨૫૭ |
| ૯ | ,, | ,, ૨૫૩ |
| ૧૦ | ,, | ,, ૨૬૪ |
| ૧૦-૧૧ | ,, | ,, ૨૬૫ |
| ૧૨ | ,, | ,, ૨૬૯ |
| ૧૩-૧૪ | ,, | ,, ૨૬૦ |

### ૧૧. હિંદી ભાષા.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | વિ. સ્વ. | પૃ ૧૧૦ |
| ,, | ,, | ,, ૨૮૯ |
| ૨ | ,, | ,, ૨૭૪ |
| ૩-૫ | ,, | ,, ૨૯૦ |
| ૬ | ન. જી. | ૪-૯-૨૧ |

### ૧૨. રાષ્ટ્રીય ભાષા—અંગ્રેજી કે હિંદી ?

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | વિ. સ્વ. | પૃ. ૨૭૧ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૨–૪ | વિ. સ. | પૃ. ૨૭૨ |
| ૩–૬ | ,, | ,, ૨૭૩ |
| ૭ | ,, | ,, ૨૭૪ |
| ૭–૧૧ | ,, | ,, ૨૭૫ |
| ૧૦–૧૧ | ,, | ,, ૨૭૬ |
| ૧૨ | ન. જી. | ૨૬–૧૨–૨૦ |
| ૧૩ | વિ. સ. | પૃ. ૩૧૦ |
| ,, | ન. જી. | ૨૦–૧૦–૨૧ |
| ૧૪ | ,, | ૧૨–૧૦–૧૯ |

## ૧૩. અંગ્રેજી શિક્ષણનો મોહ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૯–૧–૨૦ |
| ૨ | વિ. સ. | પૃ. ૨૬૬ |
| ૩–૪ | ,, | ,, ૨૬૭ |
| ૪–૫ | ,, | ,, ૨૬૮ |
| ૬–૭ | ,, | ,, ૧૯૦ |
| ૭–૮ | ,, | ,, ૧૯૧ |
| ૯–૧૦ | ન. જી. | ૨૬–૧૨–૨૦ |
| ૧૧–૧૨ | ,, | ૨–૧૦–૨૧ |
| ૧૩–૧૪ | હિં. સ્વ. | પૃ. ૮૯ |
| ૧૪–૧૬ | ,, | ,, ૯૦ |
| ૧૭–૧૮ | ,, | ,, ૯૨ |
| ૧૯ | ,, | ,, ૯૪ |
| ૨૦ | ન. જી. | ૭–૯–૧૯ |

## ૧૪. સ્ત્રીઓને અંગ્રેજી કેળવણી.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૪ | વિ. સ. | પૃ. ૨૧૩ |
| ૪ | ,, | ,, ૨૧૪ |
| ૫–૬ | ન. જી. | ૧૬–૬–૨૧ |
| ૭ | વિ. સ. | પૃ. ૨૧૪ |
| ૮–૯ | ન. જી. | ૧૬–૬–૨૧ |

## ૧૫. વિદ્યાર્થીઓને બોધ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૨૯–૨–૨૦ |
| ૨–૩ | પત્રો | નં. ૭ |
| ૪ | ,, | અપ્રાપ્ત |
| ૫ | ન. જી | ૧૮–૧૧–૨૦ |
| ૬–૭ | વિ. સ. | પૃ ૫૫ |
| ૭–૮ | ,, | ,, ૫૬ |
| ૯–૧૨ | ન. જી. | ૧૮–૧૧–૨૦ |
| ૧૨ | વિ. સ. | પૃ. ૩૧૭ |
| ,, | ,, | ,, ૩૧૮ |
| ૧૩ | પત્રો | નં. ૫૭ |
| ,, | ન. જી. | ૮–૧૨–૨૦ |
| ૧૪ | ,, | ૧૮–૧૧–૨૦ |
| ૧૫ | ,, | ૨૧–૧૧–૨૦ |
| ૧૬ | વિ. સ | પૃ. ૨૧૮ |
| ૧૭ | ,, | ,, ૩૨૦ |
| ૧૮ | ન જી. | ૧૪–૪–૨૧ |
| ,, | ,, | ૨૬–૯–૨૦ |
| ૧૮–૧૯ | ,, | ૬–૨–૨૧ |
| ૨૦ | ,, | ૧૪–૪–૨૧ |
| ૨૧ | ,, | ૨૬–૯–૨૦ |
| ,, | વિ. સ. | પૃ. ૫૭ |
| ૨૨ | ન. જી. | ૨૧–૧૧–૨૦ |
| ૨૩–૨૪ | વિ. સ. | પૃ ૩૧૭ |
| ૨૫ | ન. જી. | ૧૪–૪–૨૧ |
| ૨૬ | ,, | ૩–૨–૨૧ |
| ૨૭–૨૮ | ,, | ૮–૧૨–૨૦ |
| ૨૯ | ,, | ૩–૨–૨૧ |
| ૩૦ | ,, | ૧૪–૪–૨૧ |
| ૩૧–૩૪ | ,, | ૬–૨–૨૧ |
| ૩૫ | ન. જી. | ૧૪–૪–૨૧ |
| ૩૬ | ,, | ૩–૨–૨૧ |
| ૩૭ | ,, | ૬–૨–૨૧ |

## ૧૬. જનસમાજનું સાહિત્ય.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૬ | ન. જી | ૪–૪–૨૦ |
| ૭–૮ | ,, | ૩–૪–૨૧ |
| ૯–૧૦ | ,, | ૪–૪–૨૦ |
| ૧૧–૧૨ | ,, | ૨૧–૯–૧૯ |
| ૧૩–૧૫ | ,, | ૪–૪–૨૦ |

## ૧૭. કેળવણી વિષે સવાલજવાબ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૩૦–૧૨–૨૦ |
| ૨–૯ | ,, | ૮–૨–૨૦ |
| ૧૦–૧૨ | ,, | ૩૦–૧૨–૨૦ |
| ૧૩–૨૭ | ,, | ૨૦–૧૦–૨૧ |
| ૨૮ | ,, | ૮–૧–૨૨ |
| ૨૯ | ,, | ૨૦–૧–૨૧ |

## ૧૮. સુભાષિત.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | પત્રો | નં. ૨૮ |
| ૨ | ,, | ,, ૫૧ |
| ૩ | ,, | ,, ૫૨ |
| ૪ | ,, | ,, ૩૮ |
| ૫ | ,, | ,, ૪૪ |
| ૬–૮ | ,, | ,, ૫૨ |
| ૯ | ,, | અપ્રાપ્ત |

સમાપ્ત.

# 'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય'

## પ્રકટ કરેલાં પુસ્તકો

કિંમત રૂ. આ.

૧. રાષ્ટ્રીય વાંચનમાળા* (મહાત્મા ગાંધીજીના લેખોમાંથી ઉદ્ધૃત) ૦—૧૨

૨. ગાંધી-શિક્ષણ (મહાત્માજીના જ શબ્દોમાં)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ભાગ ૧. સત્યાગ્રહ | ... | ... | ... | ... | ૦—૬ |
| „ ૨. ધર્મ ... | ... | ... | ... | ... | ૦—૧૨ |
| „ ૩. આરોગ્ય | ... | ... | ... | ... | ૦—[illegible] |
| „ ૪. કેળવણી | ... | ... | ... | ... | ૦—[illegible] |
| „ ૫. સ્ત્રીસ્વાતંત્ર્ય | ... | ... | . | ... | ૦—[illegible] |
| „ ૬. સંપત્તિશાસ્ત્ર | ... | ... | ... | ... | ૦—૬ |
| „ ૭. સ્વદેશી... | ... | ... | ... | ... | ૦—૧૨ |
| „ ૮. પ્રજાબંધારણ | ... | ... | ... | ... | ૧—૪ |
| „ ૯. રાજ્યનીતિ | ... | .. | ... | ... | ૧—૮ |
| „ ૧૦. અસહકાર (પ્રથમ વિભાગ) | | | ... | ... | ૦—૧૨ |
| „ ૧૧. અસહકાર (દ્વિતીય વિભાગ) | | | ... | | ૧—૦ |
| „ ૧૨. અસહકાર (તૃતીય વિભાગ) | | | ... | ... | ૦—૧૨ |
| „ ૧૩. અંગતવિચાર | ... | ... | ... | ... | ૦—૬ |
| | | | | | રૂ. ૮—૧૦ |

### ગાંધી-શિક્ષણના છૂટક ભાગો

| | | | | |
|---|---|---|---|---|
| રૂ. ૧૦ થી વધુ રકમ એકી વખતે મોકલી મંગાવનારને કમિશન ટકા | | | | ૬। |
| „ ૫૦ | „ | „ | „ | ૧૦ |
| „ ૨૦૦ | „ | „ | „ | ૧૨॥ |
| „ ૬૦૦ | „ | „ | „ | ૧૫ |

ગાંધી-શિક્ષણના બધા (૧૩) ભાગ એકી સાથે સામટા લેનારને રૂ. ૮—૧૦—૦ ને બદલે ફક્ત રૂ. ૮—૦—૦ માં વગર કમિશને મળશે. બધાં પુસ્તકોમાં પોસ્ટેજ અગર રેલ્વેખર્ચ મંગાવનારને શીર રહેશે.

---

* 'રાષ્ટ્રીય વાંચનમાળા'ની થોડી જ નકલો શીલક છે તેથી હવે ત્યાંસુધી તે વગર કમિશને મળી શકશે.